પ્રથમ આવૃત્તિ • શરદ પૂર્ણિમા • સંવત–૧૯૯૪

કિંમત ૪ રૂપિયા



મુદ્રક: બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, ૧૪૫૪ રાયપુર અમદાવાદ
પ્રકાશકો: મુકુન્દરાય વિજયશંકર પટ્ટણી, પ્રબોધરાય માણેકલાલ ભટ્ટ : અનંતવાડી ભાવનગર

# નિવેદન

ગુજરાતની કાવ્યપ્રેમી જનતા સમક્ષ અમે આ કાવ્યસંગ્રહ મૂકીએ છીએ; સાથે સ્વાભાવિક આશા રાખીએ છીએ કે તેને આદર મળશે.

આ પુસ્તકને સહકૃતિ તરીકે રજૂ કરવામાં એક કારણ એ છે કે નાનપણથી જ કોટડા–સાંગાણીના એક ઘરની એક જ ઓસરી-માં સાથે ગોઠણિયાભર ચાલતાં શીખ્યા ત્યારથી અમે સાથે જ ફરતા આવ્યા છીએ. એ જ ઘરની ઊંચી ઓસરીની થાંભલીએ ચક્કર ચક્કર ફરતાં ફળીમાં ઘણી વાર સાથે ગબડી પડ્યા છીએ. મોટા થયા પછી ગૌતમેશ્વર, કાળુભાનો નિર્જળ વિશાળ પટ, એકલીઆ મહાદેવ, સાંઢીડાની ફરતી ટેકરીઓ, ગોપનાથ, આ અને આવાં બીજાં ઘણાં સ્થળે સાથમાં ભમ્યા છીએ. આમ આજ સુધી અમે સાથે જ ભમતા, સાથે જ ભણતા, સાથમાં જ આનંદ અને આશ્વાસન મેળવતા આવ્યા છીએ. અમારાં વિચાર–ભાવ–વ્હેણો લગભગ એક જ દિશામાં વહે છે. આ રીતે ઘણી બાબતોમા સાથે છીએ તેથી આ સંગ્રહ સહકૃતિ તરીકે બહાર પાડવામાં અમને આનંદ છે.

બંનેનાં કાવ્યોમાં શૈલીભેદ તો છે જ, પણ બીજી ઘણી બાબતો-માં અમને એટલું મૂળગત સામ્ય લાગે છે કે કાવ્યોનાં તડાં પાડવા યોગ્ય ધાર્યાં નથી. તેમ વળી કાવ્યનો અનુક્રમ અમુક જ નિયમથી

નિયત કરેલો નથી. માત્ર 'પૂજારી' પહેલું મૂકવાની ઇચ્છા થઇ છે તે મૂક્યું છે.

ॐ

તોટકને અનુરૂપ પદબન્ધમાં લખાએલું 'પૂજારી' સળંગ ગેય છે. "ધરતીને પટે પગલે પગલે . . . ." એ શ્રી મેઘાણીના ગીતના ઢાળ અનુસાર ગાતાં એ આખું કાવ્ય સુગેય લાગે છે.

'નિસર્ગ માનવ' (પૃ. ૩૩) એ વર્ડ્ઝવર્થનાં 'The world is too much with us' કાવ્ય પરથી લખાયું છે.

'ગંગા' (પૃ.૧૩૪) ભર્તૃહરિના "शिरः शार्वं स्वर्गात्पतति . . . ." શ્લોક પરથી સુઝયું છે.

'મારી પ્રેમસાગર ઝૂંપડી ક્યાં રે ગઇ!' એ જૂના ગીત પરથી 'મારી ઝૂંપડી' કાવ્ય લીધું છે.

ॐ

કાવ્યો લખાતાં હતાં તે દરમ્યાન અને લખાયા પછી પણ આપ્તજનોનાં સલાહ-સૂચન સાભાર સ્વીકાર્યાં છે.

ઉત્તેજનાર્થે ભાવનગર રાજ્યે આર્થિક મદદ કરી છે તેનો અત્રે આભાર માનીએ છીએ. મુરબ્બી વિદ્વદ્વર્ય શ્રી વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બારિસ્ટર સાહેબની જો મમતાભરી આર્થિક સહાય ન હોત તો આ પુસ્તક પ્રકાશન પામ્યું હોત કે કેમ તે શંકાસ્પદ છે.

છેવટે, બનતી ઉતાવળે, ઠીક ચીવટથી અમારૂં પુસ્તક સુંદર ગેટ અપમાં છાપી આપવા બદલ 'કુમાર પ્રિન્ટરી'ના શ્રી બચુભાઇ રાવતનો પણ અત્રે આભાર નોંધી લઇએ છીએ.

ॐ

શરદ્ પૂર્ણિમા
૧૯૬૪

# અનુક્રમ

છાપરે મારે પારેવડાં ઘૂઘવે, આંગણે હંસચકોર,
આંબલે મારે કોયલ કૂજે, ટોડલે ટહૂકે મોર;
ઉરે મારો પ્રાણ-બપૈયો
ઝંખે નિત કૃષ્ણ કનૈયો.

૫૧-

# પૂજારી

કલ્પી લેજે મુજ હૃદયને ભવ્ય આરામગાહ
જ્યાં પોઢેલો પ્રણયરજમાં લુપ્ત સંસાર મારો.

# પૂજારી - ઝળઝે

સ્મૃતિના પટમાં સરતાં સરતાં,
નભ ઓસરતાં અજવાળાં જતાં.
અહીં પાદરની પનિહારી તણા
ઘડુલે ઘડી તેજ છવાઈ જતાં.

નથી કલ્પન કે નથી જ્ઞાન મને
સરિતા સૂરમાં શું સુ-ગાન વહે.
રસરાગનિરાળાં એ નીર મહીં
કદી ક્રન્દનની કરુણા નીતરે.

અહીં આજ સરીતના શાન્ત તટે
અતિ જૂનું પુરાણું કો ગામ હતું.
અહીં ભાંગલ તૂટલ ખોરડે મેઘ-
મંડાય ત્યારે આખું આભ ચૂતું.

ફરતાં અહીં ખેતર ખૂબ હતાં
સઘળે પણ ઘાસ ઊગ્યાં દિસતાં.
કદી સીમ સુંવાળી આ સોડ મહીં
કંઇ કાળથી ઊંઘતી હોય નહિ?

ઘડી નીંદરતી ધરતી ચૂમતું
અહીં વ્યોમ વિશાળ વિરાજતું'તું.

ગતસ્વપ્નભરી સુખસૃષ્ટિ થકી
નવ કોઈ ધરાને જગાડતું'તું.

નહિ વૃક્ષ હતાં, વનરાઇ વિષે
નહિ કોઈ દિ' કૂજન પંખી તણાં.
નહિ ગોંદરે ગાય કે ભેંસ હતાં
નહીં વાછરડાં ઘૂમતાં કૂદતાં.

વનવૃક્ષવિહીન સરીતતટે
અહીં એક દિશા પર ગામ હતું.
ઢળતી ધરણી પર અન્ય તટે
અતિ નાજુક દેવનું ધામ હતું.

અતિ શૂન્ય ને ઉજ્જડ સીમ મહીં
ધરણી પર એક જ ઝાડ હતું;
વડલે ઢળતી વડવાઈ નીચે
અહીં એકલ દેવળદ્વાર હતું.

અહીં મન્દિરને ફરતી ફરતી
ઘણેરાંક કરેણની વાડ હતી;
પડતી જતી વંડીની પાછળમાં
લળતી પવને ફૂલડાળ જતી.

વચમાં જ શિવાલય મૂક ઊભું
અતિ જીર્ણ દશા વળી સૂચવતું.

અહીં દેવ અપૂજ હતા નહિ તોય
બધું બહુ શૂન્ય, સૂનું દિસતું:

જમણે પડખે જરી દૂર જતાં
અહીં વૃદ્ધ પૂજારીની છાપરીમાં
તુળસીની અડોઅડ સાવ નીચું
ઝૂલતું જળનું ભરપાત્ર હતું:

અહીં ઓટલો એક હતો. પડખે-
જરી એક જ ડોલરછોડ હતો;
કરમાયું સૂકાયું સહુ દિસતું
પણ એક કળી: અહીં પ્રાણ હતો.

卐

સરી જાતી દિસે નભમંડપથી
જગજ્યોત બુઝાતી બુઝાતી જતી.
વડલે પવને ફરકી ફરકી
ઘડી શ્વેત ધજા ઢળી જાતી હતી.

અતિ દૂરની સીમ મહીં ભમીને,
નિજ ચાંચ મહીં ચણને ગૃહીને,
જ્યારે સાંઝરે ઝાલર-ટાણું થતું
વડલે વનપંખેરું આવી જતું.

ત્યારે ધ્રૂજતા ધ્રૂજતા હાથ ઘડી
ધરી જ્યોત ઝબૂકતી દીપકની
નદીનીરભીનાં શિવલિંગ પરે
ઘડી આમથી તેમ ઝુલાવી રહે.

અહીં, બાળ ઊભાં ઊભાં ખેડૂતનાં
સહુ સાજ બજાવે મજા કરતાં;
ઘડી ટોકરા ઝાલર શંખ બજે
ધણેણાટ નગારાંની દાંડી પડે.

અહીં ઈશ્વરના ઘરમાં સહુના
અતિ શુષ્ક, પ્રફુલ્લ સુપ્રાણ થતા;
ગત જીવનની અતિ સુંદર કો
સ્મૃતિનાં ટપકન્ત એ આંસુ હતાં.

ધ્રૂજતા સૂરસ્તોત્ર સુણાય મને
અતિ ધ્યાનનિમગ્ન બે પાંપણને
પળ એક જરી, પણ આજ સમે,
સ્મૃતિનાં જળ રોજ ભિંજાવી રહે.

ઘણીયે મનમોહક સાંજ સમે
નીરખ્યા કરતો જળપાંપણને.

પછી એક દિને સહુ ઘેર ગયાં
અમે મન્દિરઓટલે બે જ રહ્યા;

વળી કૈંક નવાજૂની વાત કરી
પણ વિસ્મૃતિને નહિ લેશ સ્મરી.

શશી આભ ઉરે મલકી મલકી
વિકસાવી રહે અહીં એક કળી;
નીરખી ફૂલ ડોલરડાળ પરે
નયનો, ફરી, વૃદ્ધ જળે છલકે.

"મન આજ મૂંઝાય અતિશય કાં!
ઉરમાં સ્મરણો અથડાય છે કાં!
ફરી, રોકતાં રોકતાં પ્રાણ હજી-
પણ પિંજરમાં પછડાય છે કાં!

"ખૂટી, વૃદ્ધ થતાં, સહુ શક્તિ ગઇ;
રુંધતાં રુંધતાં રુદનોની ભરી
મુજ ઉર-સરીત-કિનાર હવે
અથડાઇ ભિંજાઈ ઘસાઇ ગઇ."

ક્ષણ આ જ સમે મુજ ઉત્સુકતા
સ્મૃતિના પટ ખોલવવા વીનવે;
અતિવૃદ્ધ પુરાણુ પૂજારીના પ્રાણના
સાગરમાં ભરતી ઊભરે.

રસછોળ ઉછાળી ઉછાળી શશી
નભઅંતરને અજવાળી રહે.

ૠ

"સુખસૃષ્ટિ તણી શરૂઆત હતી
અહીં ચારે દિશે લીલાલ્હેર હતી.
જનજીવનમાં સુખસંપતની
અહીં રોજની રેલમછેલ હતી.

"ઘર ઢોર ને ઢાંખર ખૂબ હતાં:
હસતાં ઉજળાં સહુ સુખ હતાં.
અહીં અન્તરમાં અજવાળાં હતાં.
ભરી સીમમાં ખેતર લ્હેરકતાં.

"અહીં ચોદિશમાંહીં બધે લળતી
જરી ગાઢ ઘટા વનરાઈ તણી;
પવને પવને અહીં પાંગરતાં
નવપલ્લવની ચમકારી થતી.

"મદમસ્ત મયૂરની મોરલીઓ
અહીં રોજ ને રોજ સુણાઈ રહે.
વનગોપની પાતળી વાંસળીઓ
સૂરસાગરને ઉછળાવી રહે.

"વિટપે વિટપે અહીં કોયલકંઠની
સામસામી હરીફાઈ થતી,
વળી પાદરની પનિહારીની ઝાંઝર-
ઝંકૃતિ સાદ પુરાવી જતી.

"અહીં ગોંદરે ગાચુંની વાટ વિષે
સમીસાંજના સીમથી ગોપ વળે
ત્યારે વૃક્ષ અઢેલી યુવાન ગોવાલણ
ધૂળની ઊડતી ઝાંખ જુએ.

"ત્યારે મીટડી માંડતાં નેણ મહીં
જરી કાજળ છાંય છવાઇ રહે,
જાણે દિન બધો પરવારી ગયો
હવે રંગભીની રજની ઊતરે.

"હજી કાલ સવારની સૃષ્ટિ બધી
નજરે તરતી રઢિયાળી સુખી.

ॐ

"નદીના તટ ઉપર, જો, અહીંયાં
જરી ભાંગલ તૂટલ ભીંત ઊભી,
અતિ જીર્ણ થએલ કમાડ હજી
ખડકીને અઢેલી ઊભાં વિરમી.

"અહીં એક સમે અતિકોમળ કોઇ
કુમારીની કોમળ આંગળીઓ
ઊગતાં રવિ ને રવિ આથમતાં
હડસેલતી બારનો આગળિયો.

"અમ જીવનનો નિર્વાહ થવા
શિવમંદિરખર્ચે નિભાવી જવા
અહીં ખેતરનો અતિ નાનકડો-
કટકોઃ કરી ખેડ અમે નભતાં.

"અહીં વીશ પચીશક હાથ ઊંડી
કૂળીમાં હતી નાનકડી કૂઇ, ને
જળ રોજ ને રોજ સિંચી ફૂલઝાડ
ઉછેરતો ધ્યાન દઈ દઇને.

"ભીની વાડીમાં વાણુ ભરેલ નવી
પછી ખાટલી નાનકડી મૂકતો,
નમતી જતી સાંઝ સમે સહુ યે
મળી બેસતાં'તાં, પછી હું પૂછતો.

"'બાપુ! ગાય વિયાણી ન કેમ હજી,
હજી ફાલતી કેમ અષાઢી નથી?
વડવાઈ વધી વધી આ વડની
નહિ બા! જરી વંડીની પાળ તૂટી!

"'ફૂલ આજ ઘણાંય હતાં ઊતર્યાં
પણ દેવને કેમ બધાં ન ચડ્યાં?
વળી આરતિ આજ ઉતાવળથી
કરી બાપુ ઘરે ઝટ કેમ વળ્યા?'

"કરી નીણપૂળો સહુ ઢોર કને
ફરી ખેતરમાં લઈ ડાંગ બલે
પછી મંદિરઓથ છુપાઈ રહું
મનને ગમતું મુખ હું નીરખું.

"હજી દેહલતા પર પુષ્પકળી
નવયૌવનની વિકસી ન હતી,
પણ પાંગરતાં નવચેતનથી
જરી અંતરપાંખડીઓ હલતી.

"નવયૌવનની અતિસૂક્ષ્મ કળા
ઘડીએ ઘડીએ મલકાઇ જતી.
એની મોહક ચાલ, એ વેણુસુધા
મુજ અંતરમાં અથડાઈ જતી.

"કદી માનસરોવરમાં સરતી
મૃદુ કોઈ મૃણાલિની એ દિસતી;
કદી વ્યોમવિશાળપથે ઊડતી
વનપંખિણી શી ઉરને ગમતી.

"કહું શું હું તને! મનમૂર્તિ મને
ઘડી વાદળમાંહીં છુપાઈ જતી
શશીની બહુ કોમળ બાળકળા સમ
લાજવતી બહુ લાગતી'તી.

મન એ શુભ સત્ય વિચારી રહ્યું;
પણ ત્યાં ફરી એ જ સુ ગાન વહ્યું.

"ઊગતી મુજ એક દિશા ઊજળી
પણ અન્ય દિશા થતી તેજસૂની;
નવસૃષ્ટિ સુખી પ્રણયે, પણ એ
નહીં વત્સલતા વીસરાય જૂની.

"શુભ સ્વર્ગીય સ્વપ્નની સુંદરતા,
મનમોહક મૂર્ત મનોહરતા
અહીં: વૃદ્ધ થતાં મુજ માતપિતા
નીરખું: સુખની ન નિરંતરતા.

"મન ખૂબ ઊંડાણ મહીં ઊતર્યું:
ગઈ છાંય તૂટી વનવૃક્ષ જૂનું,
રવિ–આતપમાં તપતું તપતું
મૃગબાળ થશે રખડ્યું રઝળ્યું.

"કહી 'ભાઈ' એ સાદ કરે; તૂટતા
સૂરમાં પણ હેત અખંડ હતાં,
નિજ અંતરથી અળગાં પડતાં
નહીં બાળને ચુંબન હોય થતાં!

"સ્વરચુંબિત આ સુખડું રડતું
જઈ વંડીની પાળ પરે ઢળતું,

પળ કોઈ કરેણુની ડાળ મહીં
રહી ફૂલ એ આંસુ ખર્યું ચૂમતું.

"મુજ અંતરને પણ ઓળખવા
પળ એક મનોહર આંખ મળી,
દડતી જતી પાંપણથી સરણી
જળની કથવા ઉરની કથની.

"'પ્રિય! જો, અહીં દોડતી રાત બધે
ઘનછોળ તિમિરભરી ઊછળે
તરતાં નથી આવડતું; ડૂબશે
મુજ દેહઃ મને અવલંબન દે.'

"બસ એટલું અંતરને કહીને
નદીનાં નીરને ઊતરી ગઇ એ;
પ્રગટી લઈ દીપક દેવ કને
નમી માતને તાતને ત્યાં જઈને.

"મુજ મૌનમુખે મુજ હાથ ફર્યાં,
વળતો ગૃહમાં લૂઈ આંસુ ખર્યાં.

卐

"ફરી આજ શશી નભમાં ઊગતો,
ફરી એજ જુવાળ ઉરે ચડતો;

મુજ મંદિરની પરથાળ પરે
ફરી ઉન્નત સાગર આથડતો.

"મુજ માત ને તાતની આંખડીએ
પણ એજ સુધામય સ્રોત હતો.

"નીરખ્યા કરતાં ઘડીએ ઘડીએ
મુજ લાલ લલાટના કુંકુમને;
કદી કલ્પનમાં સુણતાંય હશે
ઘરમાં ફરતા પગ ઝુમ્ ઝુમને.

"વડની જરી પાછળ ચન્દ્ર ચડ્યો,
ફળિયે અહીં સ્હેજ પ્રકાશ પડ્યો;
રસહીન ઉદાસ નિશાઉરને
કંઇ આજ અચાનક ઈશ મળ્યો.

"રજની વહતી સુખકલ્પનમાં
મુજ જીવનનાં શુભદર્શનમાં:

"ક્ષણ મૂક વહી, મુજ સેજ મહીં
ઊડતી રજ લાલ જરાક ખરી;
નયને મુખ એજ તર્યા કરતું
શણગાર સજી શરમાઇ જતું.

"સુખના ભરપૂર સમુદ્ર પરે
દુઃખઅશ્રુ અચાનક આ ખરતું:

'મુજ જીવન સાથ સદાય હશે
મુખ એ જ મને જ અનુસરતું?'

"પણ એ ઉરમાં નહીં ઉન્મદતા,
નહિ કોઈ તરંગિક વિહ્વલતા;
સુખપૂર્ણ સરોવર શાંત ભર્યું
અહી માત્ર શકે પ્રતિબિમ્બ પડ્યું.

"ઘરકામ બધાંય પૂરાં કરતી
શ્રમથી પછી કાય હશે ઢળતી,
મુખ જોઈ નિરાંતથી નીંદરતું
શશીની પણ આંખ હશે ઠરતી.

"પ્રસરે સરકમ્પનતા વસને
પ્રગટે શુભ આનન અંદરથી
પથરાય પ્રકાશ જરા વદને
મુખ અર્ધ છવ ચલ અંબરથી;

"શશીસિંચનના રસસાર સમી
વીકસે સુકુમાર સુબાળ કળી.

"ઉર, આંખ, શશાંકસુધા, રજની,
ફરતાં સહુ પાછળ એકજની.

ઙ્ગ

મુજ મંદિરની પરથાળ પરે
ફરી ઉન્નત સાગર આથડતો.

"મુજ માત ને તાતની આંખડીએ
પણ એજ સુધામય સ્રોત હતો.

"નીરખ્યા કરતાં ઘડીએ ઘડીએ
મુજ લાલ લલાટના કુંકુમને;
કદી કલ્પનમાં સુણતાંય હશે
ઘરમાં ફરતા પગ ઝુમ્ ઝુમને.

"વડની જરી પાછળ ચન્દ્ર ચડ્યો,
ફળિયે અહીં સ્હેજ પ્રકાશ પડ્યો;
રસહીન ઉદાસ નિશાઉરને
કંઇ આજ અચાનક ઈશ મળ્યો.

"રજની વહતી સુખકલ્પનમાં
મુજ જીવનનાં શુભદર્શનમાં:

"ક્ષણ મૂક વહી, મુજ સેજ મહીં
ઊડતી રજ લાલ જરાક ખરી;
નયને મુખ એજ તર્યાં કરતું
શણગાર સજી શરમાઇ જતું.

"સુખના ભરપૂર સમુદ્ર પરે
દુઃખઅશ્રુ અચાનક આ ખરતું:

અહીં મંદિર આગળ, આ ફૂળીએ,
ઘરમાં, અમ અંતરને તળિયે
નહિ જે મળતું સુખદર્શનમાં
દિસતું સહુ એક જ એ મુખમાં.

"મુજ માતપિતા ફરતાં ફૂળીએ,
નીરખે જળ પાઈ રહ્યાં મળી એ,
કર કોમળ મ્હેનત ના સહતા
વસનો પણ સ્હેજ ભિંજાઇ જતાં;

"મુજ માત વદે નીરખી રહી એ
'બહુ બાળક છે તુજથી હજી એ.'

"અહીં આરતિ રોજ ને રોજ થતી,
કર એ પણ ઝાલર ના ઝૂલતી,
વળી દીપ તણી સહુ તેજશિખા
નહિ એ મુખ રોજ હવે રમતી.

"ઊડતા વસનો કર એ ગ્રહતા,
નહીં જોઈ શકાય; છુપાઈ જતા.
મુજ માતની પાછળ ઓથ લઈ
નયનો નમણાં નીરખ્યા કરતાં.

"નભ મંગળ આજ ઉષા ઊગતી,
વહતી જતી મંડપ ગીતગતિ,
શરણાઈ તણા સૂર સાંભળવા
અમ આંખ હજી રહી નીંદરતી.

"પણ બન્ધ રહે ન સદાય કળી,
વિકસેઃ પળ એ પણ હોય ખરી.

"પવને પવને રસ જાય ફરી,
સરજાય કંઇ, કંઇ જાય સરી;
પણ અંતરમાંજ થતું સહુ; બ્હાર
સુવાસ જ માત્ર રહે પ્રસરી.

"વીતતી કંઇ આમ પળો રસમાં,
પથરાય સુવાસ સમીરણમાં,
નમતી પણ સાંઝ જતી નભમાં,
તલસે ફૂલ એકલ કો સરમાં.

"પણ જે દિન આથમતો કરતું
ફૂલ તે જ સુ-સૂત્ર મહીં ગૂંથતું.

卐

"ફૂલની ખીલતી જતી પાંખડીએ,
ફૂટતી કુમળી વડ-ડાળખીએ,

"ઊપડે જરી પાંપણ ઘેન ભરી
વહતી રજની રસઓળ બની.

"ફરકે નહીં લેશ ધજા પવને,
વડનાં પણ પર્ણ હલે ન જરા,
રસલીન બની ઉર એકબીજાં
રજની–શશીનાં નીરખે વસુધા;

"ઊછળ્યાં ઉરની રસતૃપ્તિ પછી
નીતરી રહી શાંત બધેય સુધા.

"મધરાત મહીં ફૂલ એકલ કો
અહીંયાં શશીના કિરણે રમતું;
નહિ હોય શશીરજની ઉરનું
અહીં ઐક્ય સુધામય સંચરતું!

"લલચાય અચાનક અંતર એ
ખસતો જરી પાલવ ને કર એ
ગ્રહતા ફૂલ, ડાળ જરા નમતી.
પળ એકલ શાન્ત જતી સરતી.

"ફરકે પવને ફૂલપાંખડીઓ,
વહતી રજની રસની ઘડીઓ;
લલચાવતી એ પણ આંખડલી
ફરકાવી પ્રલોભનપાંખડલી.

"મુજ આંખ ન દેવ ભણી ઢળતી,
ઘડીએ ઘડીએ બસ ત્યાં વળતી,
અકળાય, ચડે ભ્રમરો, પણ તોય
એ આંખ જરાક હસી પડતી.

ૐ

"વદતો ન વધુઃ પણ તું નીરખે
પડખે જરી ડોલર છોડ અહીં,
કરમાયું સુકાયું સહુ દિસતું
ખીલતી અહીં એકજ તોય કળી
મુજ વૃદ્ધ, નિરંતર શાન્ત ઉરે
ઉછળાવી દઈ રસનો ઉદધિ.

"રજની સમયે અહીં સેજ મહીં
પથરાઈ સુકોમળ કેશ પડ્યા,
મધરાત જતી, મુખ નીંદરતાં પર
આથમતાં નભતેજ ઢળ્યાં.

"નીરખું નયને રસ જે છલકે,
કુમળું ઉર જે અધરે મલકે
બહુ વાર ન આમ ગઈઃ ગમતું–
મુખ તૃપ્ત થવા ધરતો હૃદયે;

"ઊપડે જરી પાંપણ ઘેન ભરી
વહતી રજની રસઓળ બની.

"ફરકે નહીં લેશ ધજા પવને,
વડનાં પણ પર્ણ હલે ન જરા,
રસલીન બની ઉર એકબીજાં
રજની–શશીનાં નીરખે વસુધા;

"ઊછળ્યાં ઉરની રસતૃપ્તિ પછી
નીતરી રહી શાંત બધેય સુધા.

"મધરાત મહીં ફૂલ એકલ કો
અહીંયાં શશીના કિરણે રમતું;
નહિ હોય શશીરજની ઉરનું
અહીં ઐક્ય સુધામય સંચરતું!

"લલચાય અચાનક અંતર એ
ખસતો જરી પાલવ ને કર એ
ગ્રહતા ફૂલ, ડાળ જરા નમતી.
પળ એકલ શાન્ત જતી સરતી.

"ફરકે પવને ફૂલપાંખડીઓ,
વહતી રજની રસની ઘડીઓ;
લલચાવતી એ પણ આંખડલી
ફરકાવી પ્રલોભનપાંખડલી.

## કાવ્યાંગનાને - પ્રહ્લાદ

હજી તો આંખોમાં ચમકતી હતી સાવ શિશુતા,
ખીલી ન્હોતી મારી વિવિધ રસવૃત્તિ વિબુધતા,
કલા, કીર્તિ, મારાં જીવનસુખનું ભાન પણ ના;
સુંવાળી વેણુમાં રમત રમતો નાનપણમાં.

કિનારે દોરેલાં વિવિધ મન-ચિત્રો નીરખતી,
સપાટીની સાથે જલનિધિતરંગે હીંચકતી,
હસીને, રેતીની ઝલક દઈને શ્વેત કણથી
છટાથી જ્યારે તું મુજ કૃતિ મહીં ભાત ભરતી.

નિહાળી મેં ત્યારે પ્રથમ તુજને. બાળપણની
ગમી તારી દૃષ્ટિ મુજ નયનમાં ગ્રંથિત થતી;
પછી ન્હાના ન્હાના કરતલ વતી કૈંક રસથી
અનેરા આનંદે રમત રમતાં આપણ મળી.

વહેતી જાતી આ જીવનસરણી શાન્ત ઉરની,
ન કલ્પેલી ત્યારે ઊછળતી દશા કોઈ પૂરની.

卐

હવે સ્વચ્છન્દે આ મન વિહરતું ક્યાંય : ઉરમાં
પડે આછા ઘેરા તરલ પડછાયા પ્રણયના.

પ્રકાશી આશાઓ, જ્વલિત અભિલાષો હૃદયના;
મને આમંત્રે છે અધીર બનતી યૌવન દશા.

રચું છું હું સૃષ્ટિ જીવનભર કલ્લોલ કરતી,
નિહાળું છું આંખે, રસમય પળો, કલ્પનભરી;
સુહાગી સ્વપ્નોમાં તુજ મધુર મૂર્તિ તરવરે,
સુહાવે છે મ્હારું ઉપવન સુંવાળા પગ વડે.

ખીલે છે જ્યારે કો કુસુમકલિકા પર્ણદલમાં,
ઝુલાવે છે વાયુ વિકસતી કળીને વહનમાં,
ખસી જાતાં પર્ણો નિમિષ ચમકારી કુસુમની;
છુપાએલું એવું ઉર વિકસતું શૈશવ મહીં.

વસન્તે વાયુના પ્રથમ હલકારે રહી ઊભો
નિહાળ્યો જ્યારે મેં શિર પરથી સાળુ સરી જતો;
ખીલેલાં અંગોની લલિત રચના મુગ્ધ નમણી,
રસોર્મિથી, લાગ્યું, હૃદય થડકે છે ઘડી ઘડી.

પડેલી જે છાયા અતિશય સુંવાળા હૃદયમાં,
ગ્રહેલી જે માયા હૃદય હૃદયે નાનપણમાં;
પ્રભાતે, પુષ્પોને સમીરણ વસન્ત પ્રસરતાં
નિહાળી મેં તારાં નયન મહીં નેહાંકિત દશા.

વિલાસે યોજેલા વિવિધ રસથી અંકિત થતું,
મનોજ્ઞે, ઓ! તારા પ્રિય પ્રણયીથી ચુંબિત થતું,
ધરી રાખી હૈયે, મુખ મધુર તારું નીરખતાં
મને લાગે મ્હારાં જીવનસુખનાં સ્વપ્ન ફળતાં.

ભલે માને આને મનુજઉરની વિશ્વ વિકૃતિ,
મને લાગે મ્હારા હૃદયતલની તું પ્રતિકૃતિ.

ક્રિ

અને પાછાં જ્યારે રસમય તુફાનો વિરમશે,
મહેચ્છા સંકેલી હૃદય મુજ સંતોષ ધરશે;
વીતેલા ભાવોને ફરી ફરી નિહાળીશ નભમાં,
ઉષા જ્યાં વેરે છે સ્મરણ સુખનાં બાળપણનાં.

શકે ત્યારે યે તું શિથિલ કરમાંથી ન છટકી,
વહી સર્વે આશા : રહી ગઈ હશે એક અટકી.
સુહાગી સન્ધ્યાના ઉરકુસુમની માળ ગૂંથવી
પ્રિયે! તારે હૈયે નીરખવી ગમે એ લટકતી.

પછી અન્ધારામાં વધુ વધુ ઊંડાણે ઊતરતાં
સુણીશું સંગાથે જીવનથડકારા વિરમતા.

# નિસર્ગ માનવ

નિસર્ગ સહવાસ રોધી જડયન્ત્ર ચક્રે ચડયો
મનુષ્યઃ હિમઅદ્રિ, સાગર, વનાન્ત આડે ખડાં
મકાન નભ તોળતાં, ભભક રોશની ચન્દ્રિકા
દહે, અગનકાય ડામર ધખે, ન પંખી રવો,
કઠોર ખખડાટ વાહન પ્રચંડ ચક્રો તણો.
ન શીળી લહરી, પ્રકાશહીન ખોલમાં ઘૂંટતાં
રૂંધેલ ધુમયુક્ત શ્વાસ જન રોગગ્રસ્તઃ સ્વધા!
નિસર્ગ અવરોધતો! પ્રકટ ખેવના કાં પડ્યો!

અસહ્ય અનિવાર્ય ક્રાન્તિ ડસતી, અભીપ્સા નહીં.
કલધ્વનિ છ પિંજરે, અહીં ગુલાબ કુંડે ગણે
વનસ્પતિ, સુદૃશ્ય ચિત્ર ફિલમે, જલાબ્ધિ ધ્વનિ
સિતાર બિન, મેઘગર્જન મૃદંગ પડ્છંદને.
બજાવત નિસર્ગની ગરીબ અર્ચને આરતિ
અહર્નિશ મનુષ્ય ગુપ્ત ઉરસ્પંદ ઘંટારવે.

પા.

## પુનઃ પરિચિત સ્થળે - પારાશર્ય.

સુદૂર જતી વિસ્તરી અહીં અનેક આ ટેકરી.
લતાદ્રુમ લચી રહે હરિત જ્યાં તળેટી મહીં.
વિશાળ છલકે વચોવચ અહીં તળાવે ઘણાં
દડી ઝરણ સ્વચ્છ વાત વનની ઉચ્ચારી જતાં.
અહો સુભગ ટેકરી! હરિત ઝુંડ વૃક્ષો તણી!
સરોવર વિશાળ ને ઝરણ રમ્ય જાતાં સરી!
અહો! તવ ઉરે રહ્યાં સ્મરણ એમનાં પૂર્વનાં
મને તવ પદે ફરી નીરખવા પુકારી રહ્યાં.

ડૂબ્યા તારા રજનિ ઉર, જ્યાં પૂર્વમાં તેજ છાએ.
ઝાંખો થાતો શશી નમી જતો ટેકરીએ પ્રભાતે.
પંખી વૃન્દો કલરવ કરે પાંખ વ્યોમે પ્રસારી.
ખીલી જાતાં શીતળ અનિલે પુષ્પ વેરે સુગંધી.
ત્યારે ઔષસ વિધુકિરણની મિશ્ર રંગાવલીમાં
ઢંકાએલાં સરવર જળે વ્યોમનાં તેજ ન્હાતાં
નીલાં રાતાં ધવલ ખીલતાં પોયણાં જ્યાં અસંખ્ય
સ્નાનાર્થે એ જળ મહીં જવા ધારતી પાય મંદ.
તંદ્રામાંથી જળ હલી જતાં જાગતાં તીર ત્યાગી
પંખી પાંખો ફફડતી કરી જાય વ્હેતાં જળે, ને
ન્હાતી એના વપુપર ઢળે મિશ્રરંગો ઉષાના
અંગો કેરી સરમહીં હલે છાંય સંમુગ્ધતામાં.

ખેંચી ધોળું મુકુલિત હજી પોયણું નાળ લાંગી
કાંઠો દુર્વાભર હરિત ત્યાં કોમળા પાય માંડી,
સ્નાનાન્તે એ જળ તજી જતાં ડોલતાં પદ્મ કંપે
અંગે ખાઝયાં વસન, નીતરે નિર્મળાં વારિ ધીરે
હેમંતાગ્રે, શરદ સરતાં વા, મને દશ્ય કે'તાં
એ હૈયાનાં વય છલકતાં સાર્દ્ર સૌંદર્ય ઘેલાં.

ધારી ઢીલાં વસન ઢળતાં કોમળાં અંગ અંગે
ગૂંથી ધોળું કમળ ઝૂલતાં દીર્ઘનીલાસ્યબંધે.
કર્ણે ધારી શિરીષ કુસુમો આત્મનું બિમ્બ જોવા
જાતી, થંભ્યાં જળ–તટ ધરી પાય દુર્વાંકુરોમાં.

એ ના આજે અરવ જળ આ ઊર્મિહીણાં સૂતેલાં,
સન્ધ્યારૂપે જળમહીં ઉષા અંધકારે ઢળે જ્યાં.
કાંઠે ભીની રજનિ વહતાં સેજ દુર્વાંકુરોની
દેખાડે છે નિજ પર હજી કુંકુમી પાદપંક્તિ.

વ્હેલાં કો' દી સર પર પ્રભાતે ન સ્નાનાર્થે આવી
ન્હાતી છાયા જળ પર મનોમુગ્ધ મૂકી જવાની.
ફિક્કો છે ને વિધુ ઢળી જતો ટેકરીએ હતાશી
રંગાએલાં સર મહીં ઘડી શોધતો છાંય એની.

તમા ન સ્થળકાળની વિહરતાં અહીં કાંટમાં
પરસ્પર પુકારતાં નિજ સમીપ આમંત્રતાં.

અહીં સકલ ટેકરી પર ફરેલ એના પગઃ
દિસે હરિત વૃક્ષમાં ધવલ બાળ ઊડે ખગ.

છવાય કદી ધુમ્મસે સકલ ટેકરી શૃંગ ને
જતી ઉપર એ પ્રભાત મહીં દૂરથી ન્યાળી હું
ફરન્ત અહીં ખીણમાં તુરત સાદ પાડું, સુણી
અવાજ મુખ ફેરવી ત્વરિત કોલ લાંબા સ્વરે
દિએ; ઉપર આવવા કરથી સૂચનો યે કરે.
ઘણુંઃ અધિક ધુમ્મસે દગ ન દૂર જોઈ શકે.

ચડું ઉપર ગોટ ધુમ્મસ વીંધી, અને શૃંગ પે
ઊભેલ નીરખી સમીપ જઉં, વિશ્વ ઢાંકી જતી
પ્રગાઢ જવ ગોટ ધુમ્મસ તણી વીંટે અંગને
અમે નીરખતાં અદૃશ્ય તળ સાવ ભીનાં તને.

ઘડીક પછી આછરી ધુમસ ખીણમાં ઊતરે.
પ્રભાહીન રવિ અમે સરકતો નભે જોઈએ.
વિશેષ મૃદુ ગોટ ધુમ્મસ સમીરના જોરથી
સુદૂર ઘસડાય લ્હેરખ મહીં, તળાવે હવે
વિશાન્ત જળ દૃષ્ટિગોચર થતાં, વિહંગો ઊડે.

પછી ઊતરતાં અમે, લપસણી ધરા, ધુમ્મસે
જલાર્દ્ર તરુઓ કરાડ સહુ સ્વચ્છ આછાં ઝગે.
અસંખ્ય જલમૌક્તિકે કિરણ સૂર્યનાં નર્તતાં.

ધરી કર કરે અમે ઊતરતાં કરાડો જતાં
ધીમેથી ડગ માંડતાં ગૃહ જવા.
અહીં ન રવ એ પુકાર કરતો સુણું, દૂરથી
સુણાય ભરવાડ કોલ નિજ ધેનને આપતા.
અરે ફરી પ્રતિધ્વનિ ઉર ઊઠે.
ઊભી એકલી
કરાડ શિખરો ય સ્તબ્ધ, અહીં વૃક્ષ ઝૂંડે ઊડી
વિહંગ નિજ શ્વેત પાંખ ફફડાવતું—

અહીં કાંઠે દુર્વા હરિત કુમળી સેજ રચતી.
લતા વૃક્ષો તીરે કુસુમિત રહે ચમ્મર ધરી.
ક્વચિત્ માળામાંથી મદભર ઉરે કોકિલ રવે
વસંતે આહ્લાદી અનિલ ઉરને વિહ્વલ કરે

તદા એ પોતાના ફૂલ છલકતા પાલવ મહીં
પરોવે માળા ને પ્રણયરસગીતો ઉચરતી.
અજાણ્યે એકાંતે વિહગરવથી જાગૃત થતી
ઝગી જાતાં તેજો જળ પર રવિનાં નીરખતી.
અને ઊભી થાતી વિટપ ધરતી એ કર વિષે;
તજાએલાં પુષ્પો મૃદુ ચરણ માથે સરી પડે.
વધે આગે, ઢીલો ઢળી અલકનો બંધ ઝૂલતો
અને જોતી વાયુ જળ પર કરે કમ્પ સરતો.
અહીં તીરે ભૃંગો પલ પલ ઊડી ગુંજન કરે.
ફરી ડોલ્યાં પદ્મ પરિમલ ચઢી મૂર્છિત બને.
તપેલા વાયુને જળ તરુવરો શાન્ત કરતાં.

વસન્તે દૃશ્યો એ અસર ઉર માથે ધરી જતાં.

વહે વેગે ત્યાં તો અનિલ, ફૂલ ચોપાસ ઊડતાં
નિહાળી એ ભેગાં ત્વરિત કરવા જાય પણ ત્યાં
ફરી વ્હેતો વા ને સુમન સહુ દૂરે સરી જતાં.
નિહાળી ને હૈયે વિવશ બનતી એક પલમાં.
જઇ પાસે પૂછ્યું:-"વિણવું તમને ફૂલ?" નીરખી
મને પાસે ઝબ્કી અલગ જઇ ઊભે દૂર કહી
'ગમે તો વીણો', કોમળ વદન નીચું કરી રહી
થતી ફીકી ઊંચી નયન મળતાં તુર્ત ઢળતી.
દિસે પ્હેલી આશા પ્રણય થડકો અંતર ભરે.
અજાણ્યાં તોફાને વિકળ ખીલતું યૌવન બને.
વસન્તે એકાન્તે પ્રહર પછી એવા કંઈ જતા
અહીં સર્વે દૃશ્યો અસર ઉરમાં રમ્ય ધરતાં.

હવે ના પુષ્પોથી તટપર કદી માળ ગૂંથશે.
ન વાસંતી દૃશ્યે નવલ થડકો અંતર થશે.
છતાં આ દુર્વા ને તટ સર તરુ પ્રશ્ન કરતાં
હજી ઊર્મિ સ્ફૂર્તિ ગત સમયની અંગ ધરતાં.

સરોવર થકી છલી સરિત જાય વ્હોળા પટે
વળાંક લઇ એ વનસ્થલી ઉરે લપાઇ રહે.
લળ્યાં તટ પરે સુજીર્ણ તરુમાં વસ્યાં પંખીના
કલધ્વનિ સૂણી રહી વિવિધ કાળના ફેરમાં.

સમીર ઉર ઠારતી વિમલ ગ્રીષ્મની પૂર્ણિમા
વનસ્થલી મહીં ઢળે શીતળ ઘેનમાં જ્યોત્સ્નિકા
તદા વિહરતી તટે તુરત નાવ પાસે જતી
મહીં ઉતરતી વિશાન્તજળમાં હલેસાં વીંઝી.
સરિત્-વહન-મધ્ય ચન્દ્ર કિરણે રૂપેરી પટે
જતી ઉચ્ચરતી સુકંઠ રસગીતના તોરમાં
સુમંજુલ સરીત-ઊર્મિ પર નાવ ડોલી જતી
સુવેગ વધ્રતી, દિસે સમદ યૌવના માતના
સુકોમળ ઉરે પડી શિશુ સ્વમગ્ન આનંદમાં
હસે ઉછળતું રમે જનની સાથ તોફાનમાં
વિશાન્ત પ્રતિબિમ્બ નાવતણું એ તરંગોદ્ભવે
વિભંજિત હલી જતું મૃદુલ એક ઊર્મિ પરે
શશી કિરણ નર્તતું, દૃગ અકમ્પ આંજી રહે,
સમીપ સરતી મને નીરખી મૌન ધારી રહે.
જળે તજી સ્વનાવ તૂર્ત કૂદી તીર દુર્વા પરે.
"પ્રતિચ્છવિ હલી જતી સુભગ લાગતી" એમને
કહું તુરત ઉચ્ચરે "તવ વિશાન્ત વૃક્ષો સહે
અકમ્પ પ્રતિબિંબ મુગ્ધ દિસતું અહીં તીર પે
ઊભાં ખબર શું પડે?"

અને તુર્ત ત્યાં
અચાનક સમીપ વૃક્ષ મહીં પાંખ વીંઝી જતું
વિહંગ ટહૂકે, અને ઝબકી ત્યાં નિહાળી રહે.
સુકોમળ સુઅંગ માથ વિધુરશ્મિ રેતાં ઢળી
સુમુગ્ધ બનતું મુગ્ધ ઊર્મિ નીરખી સુમુગ્ધા તણી.

વસન્તે દૃશ્યો એ અસર ઉર માથે ધરી જતાં.

વહે વેગે ત્યાં તો અનિલ, ફૂલ ચોપાસ ઊડતાં
નિહાળી એ ભેગાં ત્વરિત કરવા જાય પણ ત્યાં
ફરી વ્હેતો વા ને સુમન સહુ દૂરે સરી જતાં.
નિહાળી ને હૈયે વિવશ બનતી એક પલમાં.
જઇ પાસે પૂછ્યું:–"વિણવું તમને ફૂલ?" નીરખી
મને પાસે ઝબ્કી અલગ જઇ ઊભે દૂર કહી
'ગમે તો વીણો', કોમળ વદન નીચું કરી રહી
થતી કીકી ઊંચી નયન મળતાં તુર્ત ઢળતી.
દિસે પ્હેલી આશા પ્રણય થડકો અંતર ભરે.
અજાણ્યાં તોફાને વિકળ ખીલતું યૌવન બને.
વસન્તે એકાન્તે પ્રહર પછી એવા કંઈ જતા
અહીં સર્વે દૃશ્યો અસર ઉરમાં રમ્ય ધરતાં.

હવે ના પુષ્પોથી તટપર કદી માળ ગૂંથશે.
ન વાસંતી દૃશ્યે નવલ થડકો અંતર થશે.
છતાં આ દુર્વા ને તટ સર તરુ પ્રશ્ન કરતાં
હજી ઊર્મિ સ્ફૂર્તિ ગત સમયની અંગ ધરતાં.

સરોવર થકી છલી સરિત જાય બ્હોળા પટે
વળાંક લઇ એ વનસ્થલી ઉરે લપાઇ રહે.
લળ્યાં તટ પરે સુજીર્ણ તરુમાં વસ્યાં પંખીના
કલધ્વનિ સૂણી રહી વિવિધ કાળના ફેરમાં.

સમીર ઉર ઠારતી વિમલ ગ્રીષ્મની પૂર્ણિમા
વનસ્થલી મહીં ઢળે શીતળ ઘેનમાં જ્યોત્સ્નિકા
તદા વિહરતી તટે તુરત નાવ પાસે જતી
મહીં ઊતરતી વિશાન્તજળમાં હલેસાં વીંઝી.
સરિત્-વહન-મધ્ય ચન્દ્ર કિરણે રૂપેરી પટે
જતી ઉચ્ચરતી સુકંઠ રસગીતના તોરમાં
સુમંજુલ સરીત-ઊર્મિ પર નાવ ડોલી જતી
સુવેગ વધતી, દિસે સમદ યૌવના માતના
સુકોમળ ઉરે પડી શિશુ સ્વમગ્ન આનંદમાં
હસે ઉછળતું રમે જનની સાથ તોફાનમાં
વિશાન્ત પ્રતિબિમ્બ નાવતણું એ તરંગોદ્ભવે
વિભંજિત હલી જતું મૃદુલ એક ઊર્મિ પરે
શશી કિરણ નર્તતું, દગ અકમ્પ આંજી રહે,
સમીપ સરતી મને નીરખી મૌન ધારી રહે.
જળે તજી સ્વનાવ તૂર્ત કૂદી તીર દુર્વા પરે.
"પ્રતિચ્છવિ હલી જતી સુભગ લાગતી" એમને
કહું તુરત ઉચ્ચરે "તવ વિશાન્ત વૃક્ષો સહે
અકમ્પ પ્રતિબિંબ મુગ્ધ દિસતું અહીં તીર પે
ઊભાં ખબર શું પડે?"

અને તુર્ત ત્યાં
અચાનક સમીપ વૃક્ષ મહીં પાંખ વીંઝી જતું
વિહંગ ટહૂકે, અને ઝબકી ત્યાં નિહાળી રહે.
સુકોમળ સુઅંગ માથ વિધુરશ્મિ રેતાં ઢળી
સુમુગ્ધ બનું મુગ્ધ ઊર્મિ નીરખી સુમુગ્ધા તણી.

કદી જ નહીં નાવમાં વિહરશે અહીં એ હવે.
સુરમ્ય ખીલતી અનેક હજી પૂર્ણિમાયે ભલે.
અનુત્તર ભલે વિહંગ નિજ પાંખ વીંઝી રહે.
વિભંજિત ભલે અખંડ પ્રતિબિમ્બ અન્તસ્તલે
રહ્યું સ્મરણમાં સુમુગ્ધ—

છવાય નભ વાદળાં ગગન તેજ ઝાંખાં બને
સમીપ વનરાજીમાં મયૂર મત્ત કેકા કરે.
સમીર તરુ ટેકરી નિમિષ સર્વ મૂંગાં બને
પ્રતિધ્વનિ ગભીર ગર્જન તણા ખીણે ગડગડે.

તદા ત્વરિત પાદથી ગૃહ જવા જતી એ ત્યહીં
સણાક વીજ ટેકરી પર ગભીર ગાજે ધ્વનિ.
ત્વરિત્ મુશળધાર મેઘ, જળ ડૂબ પૃથ્વી બને
અવેગ તરુ ઓથમાં પલળતી ઊભી એ રહે.

અચાનક કૂદી સમીપ મૃગ જાય ઝાડી વિષે
અને ચમકતી દૃગો વિકળ આસપાસે ભમે.
ઝગે પ્રબલ દામિની દિગદિગન્ત ગાજે ફરી
વિકમ્પિત દૃગે તુફાન નભમધ્ય જોઇ રહી.

સમીપ જઇ હું કહું 'પથ જડ્યો ન શું કે અહીં
વને વરસતે જળે તરુ તળે ઊભી એકલી ?'
અનુત્તર રહે, નમે દૃગ જલાર્દ્ર, અંગો નમે,
ભીનાં વસન સાથ અશ્રુ નહિ ચિહ્ન લેશે ધરે.

ધરી કર શિરે ઊંચું લઇ જલાર્દ્ર ચૂમી રહું
ઉરે ઉર ધરી સવેગ ઉરસ્પંદ એના સુણું.

પછી કર ધરી કરે ગૃહ દિશે જતાં સાથમાં,
ભલે ગરજતા દિગન્ત નહિ કૈંજ તેની તમા.
અહીં ફરતી ટેકરી, જળ ડૂબી ધરા, વૃક્ષ આ
અણોલ, નહિ પંથ આ તિમિર દૃષ્ટિ રોધી રહ્યાં
નભે ગરજતાં અખંડ હજી તોરમાં વાદળાં
પ્રમત્ત ચમકાર નર્તન જળે નિહાળી જતાં.

ન સાથ જળ બૂંદવાં વરસતાં, નહીં તેમ વા
હવે મુખ જલાર્દ્ર કમ્પિત કદાચ ચૂમી જવા
નહીં ફરી જ એ હવે હ્રદય દાબવાનું રહ્યું
છતાં અનુભવું સવેગ થડકો ફરી એ જ હું.

સરોવર, નદી, ઘટા તરુ તણી, તમારે ઉરે
પુનઃ નીરખવા દિઓ સ્મરણ જે રહ્યાં છે હવે.
તમે પરિચિત સ્થળો સ્મરણ સર્વ તાજાં કરો.
સુમુગ્ધ ગતકાળની કરુણતા બતાવી રહો.

તમે હરિત વૃક્ષ, પલ્લવ નવે લચેલાં રહો.
વિશાન્ત છલકી સરોવર સપદ્મ છાયા ધરો.
શશી કિરણમાં ઝગી સરિત વ્હેન વ્હેતાં રહો.
વીંટેલ કદિ ધુમ્મસે શિખર ટેકરીનાં રહો.
અને નીરખવા સદૈવ તવ એ જ દૃશ્યો બધાં

હારી જતો દા રહું જોઇ એનેઃ
'હાર્યો' કહી તું હસતી કહે મનેઃ–
"છઓ તને ના ઝીલતાંજ આવડે,
ત્યાં શી વિધે તું રમતે જીતી શકે ?
ઉલાળ જો આમ, ઝીલી શકીશ તો,
ને દાવમાં આખર ફાવશે તો."

ફરી ઉલાળું, પણ આવડે નહીં.
નીચે રહું જોઈ હસું, વદું, નહીં.
જોયા કરૂં હું તુજ દાવ એક.
હારી જતો, થાઉં ઉદાસ છેક.

મોટી થઈ આજ છતાં હજી તું,
ઝીલી રહી છે પથરા ઘણા તું.
વધુ ઝીલી ને વધુ તું હસે છેઃ
ને દાવમાં આગળ તું વધે છે.
મોટો થયો તોપણ સાવ એવો
ન પાંચીકોયે ઝીલતાં શીખી શક્યો.
ના દાવમાં કૈં પણ ફાવતો હું;
જોતો રહું દા હજી મૂર્ખ જેમ હું.

## ભૂકમ્પ.

નીરવ શાન્ત હતી અવની, તપે
નભ વિષે રહી ભાનુ સુગર્વથી.
તરુવરે જઈ કોકિલ આ સમે
કરતી ગાન સુમંજુલ કંઠથી.

એકાએક અઘોર ગર્જન થયું, ઉદ્ઘોષણા ઉદ્ભવી,
ગાજ્યા કાલ કરાલના ગગડતા સંહાર–શંખધ્વનિ.
ઉછાળ્યા અવની તણા અવયવો, ભૂગર્ભ કંપી ઊઠચા.
ઉઘાડ્યાં યમદ્વાર, પાછળ પડ્યા ઘા કાલના કારમા.

કૃતાન્તની ક્રોધ ભરી થથપાટે
થીજી ગયા શાશ્વત સર્વ પ્રાણ.
વિધ્વંસની કો વિકરાલ દાઢે
રચી દીધાં માનવનાં મસાણ.

પ્રજારામ.

તજી પ્રણયછૂંદ, દૂર કરી સ્હોડ, શૈયા તજી;
ઊઠી કરથી બંધ દ્વાર ફરી તુર્ત ઉઘાડતીઃ
પડેલ ભરઊંઘમાં મુજ ઉરે પડે એ ધ્વનિ.

ઊઠું વિકલ, તું નહીં જ, મુજ સેજ ખાલી પડી.
અજાણ, ભરનીંદમાં શિથિલ બાથ ક્યારે થઈ!
વિખેરું સહુ સ્હોડ ને પ્રસરી ઊડતી ફૂંકમાં
સુગંધ તુજ પ્રાણની હૃદયમૂર્છના પ્રેરતી.
દબાઈ ઉરમધ્ય, સ્હેજ ચીમળાઈ, છુટ્ટી પડી,
અહીં અધખીલી કળી, અચલ મૂક શૈયા મહીં.
બધાંય બસ એજ જે તવ પદે રહેલાં લળી.
નથી જ બસ એકલી અનુપ કેમ તારી છળી.

ધસું; વિવશ બ્હાર જોઉં તહીં ઉંબરે તું દિસે;
ધરી કર તું બારણે અચલ સ્તબ્ધ મૂંગી બને.
ઢળે તવ શરીર માથ શશીતેજ સંનિર્મળાં.
સુરમ્ય તન ઢાંકતાં ધવલ વસ્ત્ર શોભી રહ્યાં.
રહ્યાં ઈતર અંગ માત્ર પડછાયથી શ્યામળાં.
પુકારું 'પ્રિય' હું પ્રતિધ્વનિજ ચોગમે ઊઠતો.
અબોલ ગૃહદેહલી તુરત માત્ર ત્યાગી હવે,
ઠરેલ ધૂળ ચાંદની મહીં, પરે ધરી પાદને
સુદૂર પથમાં જવા ચરણ કોમળાં ઊપડે.
વિશાંત મૃદુ ચન્દ્રતેજ મહીં અંગ તારાં દ્રવે.

ન શું સ્વર તું સાંભળે! નહિજ વા તમા કૈં તને?
ન પાછળ ફરી હવે નયન શું બતાવી શકે?
જવું ક્યહીં? અરે ઉતાવળ તનેય શાની પ્રિયે?
અચેત મધરાતમાં હૃદયહૂંફ ત્યાગી અરે!
ગૃહાંગણ તજી જતી પગલી ઉંબરે શું પડી?
પડી શમી ગઈ ય શું કુમકુમાંકપાદાંગુલિ?
સુદૂર વહતી જતી તનુકળી ય તારી, ઢળી
ઢળી ધવલ વસ્ત્ર શાંત ફફરી હવામાં જરી,
અબોલ મૃદુ કૌમુદી સહિત ઓગળી ઓગળી
દ્રવી ગઈ જ ચન્દ્રરશ્મિ મહીં ક્યાં સખિ! . . .

## શિશિરને

મલયપવન વાશે, વેરશે પુષ્પરેણુ;
'પ્રણય, પ્રણય' ગાશે કોકિલાકંઠવેણુ.
દિનપ્રતિદિન એની વાટ જોતી સુકાતી
શિશિર! ભરવસન્તે ક્યાં ગઈ તું . . . ?

પ્રહ્લાદ

## વ્રજગોપિકા —પારાશર્ય.

ભૂલી રે પડી વ્રજગોપિકા

ઊઘડતાં ઉષાનાં દ્વારે,
ફેલાતી હિમમાળ હારે,
ક્ષિતિજોની તટ પાળે,
એકલી;
ભૂલી રે પડી વ્રજગોપિકા.

દાઝેલા બપોર દાહે,
વેરાન કો વનવાટે,
ચોપાસે મૃગજળ ઘાટે,
એકલી;
ભૂલી રે પડી વ્રજગોપિકા.

વિલાતાં કો સાયંકાળે,
તૂટેલાં મંદિર દ્વારે,
બૂઝાતી દીપક વાટે,
એકલી;
ભૂલી રે પડી વ્રજગોપિકા.

નિશીથે વાદળ–નાદે,

તોફાની તિમિર ફાળે,
વેરણ નીંદર આરે,
એકલી;
ભૂલી રે પડી વ્રજગોપિકા.

પંચભૂત–દેહ–માળે,
મનબુદ્ધિ–ભ્રમ–જાળે,
હૈયાના નિસ્તળ આરે,
એકલી;
ભૂલી રે પડી વ્રજગોપિકા.

## વિખૂટાં

હતું જ્યારે હૈયું નયન મહીં નીરે ચમકતું,
અમારી એ અંતઃસ્થિતિ મહીં શું ત્યારે નવ હતું?
છતાં, ધીમે ધીમે દૃઢતર થવા જે તલસતા
કરોને કો ત્યારે શિથિલતમ થાવા કહી જતું.

વીંટાએલા કંઠે કર અલગ તારા નવ કરું;
પૂછે છે આ હૈયું:–"અહીં જ સુખનું સ્વપ્ન ખરતું!
હતું જે નિદ્રામાં રજની મહીં અંતઃસ્તલ ઠર્યું,
તમિસ્રે ઘેર્યાં આ જગતમહીં જે માત્ર ઉરનું,
હતાશી હૈયાનું અવિચલિત આશ્વાસન સમું."

ત્રવાડી

## તારાં ગાન

વસન્તના સુરમ્ય પ્રભાતે,
વહન્ત વાયુના હેલારે,
ઊર્મિઓના હૃદયકિનારે
તારાં ગાન વહે.

આશાની મંજરીઓ ડોલે,
પ્રણયપુષ્પ પાંખડીઓ ખોલે,
યૌવનના સાગરની છોળે
તારાં ગાન વહે.

મધ્યાહ્ને વિખરાતાં પાને,
ઘોમ તપે આકાશે જ્યારે,
શૂન્ય નીરવતા વ્યાપે ત્યારે
તારાં ગાન વહે.

વને વને, પંખીને માળે,
કુંજ કુંજ કોકિલ ગુઞ્જારે,
ગૃહે ગૃહે, અંતરનાં દ્વારે
તારાં ગાન વહે.

## પથયોગ - પૃથ્વી

પ્રકીર્ણ જરી ભૂખરી ગગનમાં ભમે વાદળી.
ન દર્શન જ સૂર્યનું; અતપ તેજ ઝાંખાં ધરી
અસ્વચ્છ સઘળી દિશા પરમ શોક ધારી ઊભી.
હતો જ ગમગીન સાવ દિન સ્તબ્ધ, ઠંડો જરી
વહે અનિલ વિશ્વમાં, અવર ચેતના ના કશી;
ન એક ફફડાવતું વિહગ પાંખઃ શબ્દે નહીં.

સુદૂર પથ આ જતો, તટ પરે લળેલાં તરુ
પરસ્પર પરોવતાં વિટપઃ પર્ણ ફિક્કાં બહુ
ક્વચિદ્ ખરી જતાં અચાનક સમીરની ઝોકમાં
પડી અહીં તહીં બધે વિજન પંથ આચ્છાદતાં.
બપોર વધતાં જ વાયુચલનો વધેલાં હતાં.
નિગૂઢ ગમગીનતા જ પથરાયલી વિશ્વમાં.
પથે વિજન એકલી શ્રમિત અંગ તું-તું-જતીઃ
અબોલ સ્થલ માથ પાનખર ઋતુ જામી પડી.

અચાનક જ વા વહે, ખખડી ડાળ કમ્પી ઊઠેઃ
ખરી ખરર પાંદડાં સતત અંગ માથે પડે.
અને તુરત ધૂળ સાથ તવ દેહને વીંટતાં
ઊડે ઘુમરડી લઈ પ્રબલ કોઈ વંટોળમાં.
ધીમે ઉપડતા પગો અટકતા, કરે પાંપણો

જરાક મૂદુ બંધ, શ્વાસ અવરોધતી ધૂળનો.
સપાંસુ વસનો ઊડે, કર મથે જ સંકોરવા.
મથે સ્થિર ઘડીક તુર્ત પથવૃક્ષઓથે જવા.

ફરી ચકરડી લઈ પરણ ત્યક્ત ને ધૂળમાં
વીંટોળ તુજ દેહને ફરી વળે ખરેરાટમાં.
ધસું તવ સમીપ 'આ પથ ન ઠીક તારા' કહી,
કરે કર પરોવી વાયુ વહને હું આડો રહી
નિહાળું તવ આંખ ધૂળ રજથી ભરેલી, ભીની
ન પાંપણ ઊંચી થતી, વિકલ શ્વાસ ઉચ્છવાસથી
રહી ધડકતાં ઉરે વિવશતા જ, ત્યાં પાસથી
પ્રમત્ત બની ગોટ તુર્ત નભમાં ઊંચે ગર્જતીઃ
તજાયલ ખરે શિરે પરણ મૂક ચોપાસથી.
ઉરે ઉર ધરી કહું, "ફરી તુફાન આડે રહી
બચાવીશ સમીરશૈત્ય ધૂળ પર્ણના ગોટથી.
ઉઘાડ દગ, સ્વસ્થ થા, વિમળ શ્વાસ લે અંતરે;
પ્રકોપ સ્થળ વ્યાપતાં હૃદયહીન અસ્તિત્વ છો.
ભલે અસહ વર્તમાન મહીં પ્રાણ થંભી જતો,
પુનઃ ભવિષ ઝોળમાં સરલ એજ જાશે સર્યો.
તજાયલ તને સહર્ષ જનતા વધાવી જશે.
સુપલ્લવ, તરુ, દિશા વિમળ, વાયુ આલ્હાદશે.
વિહંગ, ફૂલ, પર્ણ પર્ણ તવ પંથને અર્ચશે
ઉષા-તટ-પ્રકાશ પંથ તવ દૂર દોરી જશે."

અરે ક્યહીં વિહંગ-પુષ્પ-તરુ-વાયુ-દિગ્ નિર્મળી!

ઉષા! ક્યહીં પ્રકાશ? કાળરજની! અરે દૃશ્ય–!
બીડું આંખ–!
અનંતન–તિમિર–ગહ્વર વિલોપતી ભાવિની
સુઅલ્પ પદદંડી શું? વિજન આજ આ પંથ શું?
અકેલી ક્યહીં તું? પ્રચંડ ધૂળપર્ણ વંટોળ ક્યાં?
પરિસ્થિતિ અકલ્પ્ય, તું નહિ જ, હું મળ્યો વિશ્વના
અખંડ ઘસડાટમાં વિજન વા ભર્યા લોકમાં.
બચાવીશ હવે તને જીવનના તુફાને કદા?
ન આશ–નહિ શબ્દ–સાર્થક ન પ્રકૃતિની ક્રિયા.

અહીં હતપ્રભા દિગન્ત, ગમગીન આખો દિન,
ન એક ફફડાવતું વિહગ પાંખ; શબ્દે નવ.
સુદૂર પથ આ તણાય, તટવૃક્ષ પર્ણો ફિકાં
પડી અહીં તહીં ઊડે વિજન માર્ગ—

## બુદ્ધને

અર્પી દીધો પ્રણય ત જગરજનાર્થે;
ત્યાગી દીધું હૃદય જે તુજ સ્નેહ પ્રાર્થે.
આંસુ લુયાં જગતનાં દુઃખિયાં જનોનાં
રોતાં રહ્યાં નયન તોય યશોધરાનાં.

સ્નેહે ભર્યાં હૃદયને અળગાં કરીને,
ઉચ્છેદીને પ્રણયની કુમળી કળીને,
આત્મા તણા અમરતત્ત્વની લીનતામાં
બુદ્ધત્વ શું હૃદયહીન કઠોરતામાં?

પ્રજારે

## મ્યુઝીઅમમાંના પત્થરને

૫-૨-૨૫

તું યે ભલા પત્થર પ્રાણહીન!
ના. ના. નહીં ચેતનહીન કો'દી
ઉકેલતું નિસ્તળ ભૂતકાળને.
તું વિસ્મૃતા વિભૂતિનું અવશેષ છેલ્લું.
પામે આજે મ્યુઝિયમ વિષે સ્થાન શાને અનેરું?
આ ટોળે મળતાં લોકો વિલોકે તવ ઘાટને.
પુરાણી સંસ્કૃતિ કેરી બાંધે કલ્પનગાંઠને.

યુગો પહેલાં, કૃતકાળ પ્હેલાં,
પુરાણ કો વાગ્પરિધાનહીણા
સ્વચ્છંદ પ્હાડી ભમનાર માનવે
લૈ ઊંચકી નીરખી ફેરવી કાય ત્હારી,
તોડી, ઠોકી, પછાડી, કણ કણ ઘસડી, ઇષ્ટ કો ઘાટ આપી
ઉષાતટ, નગસ્કંધે, એકાંતે, વજ્ર હાથમાં
સાથી કીધો તને તેણે અચાનક તરંગમાં.

ભમેલ એની સહ અદ્રિમાળા,
વિસ્તીર્ણ મેદાન, ઝરા, નદી, રણો,
ઊંડાં વનો, નિસ્તળ અંધ ખીણ ને
દ્વિ સાન્ધ્યરંગિત વિશાલ સમુદ્ર સુસ.
ને વર્ષામાં શિયાળે ક્ષુભિત પવનમાં કોતરો ને ગુહાઓ.

વા, નિર્બંધ તને થાતી સાશ્ચર્ય કલ્પના હશે
ગયેલો માનવી પાછો તને શાને કરે ધરે?

## સ્મૃતિ

પ્રફુલ્યાં ના પુષ્પો, તદપિ સુરભી તો વહી રહી.
મળ્યાં ના આ હૈયાં, પણ હૃદય-ગ્રંથિ વળી ગઈ.

સર્યાં ક્યાંયે પાદો, પદરવ છતાં યે નવ શમ્યા.
ગયાં સ્વપ્નો ઊડી, નયન નયનેથી નવ ખસ્યાં.
વિરામી આકાશે શશી તણી સુહાગી સહુ કલા,
છતાં અન્ધારે યે ક્ષિતિજ પર ઝાંખી રહી પ્રભા.

સ્મૃતિ ધીમે ધીમે તવ, હૃદય-તન્તુ પર સરેઃ
હજી યે વીણા આ થડકી થડકી ને ઝણઝણે.

## આંધળો પાડો

- પારાશર્ય

આંધળોપાડો રે મુંને તેં કીધો,
લીધો માથે રે દાવ.
આંખે પાટાનાં બાંધ્યાં બંધનો
આજે અન્ધ હું સાવ.
તોયે રે મારે તને પ્હોંચવું.

હાથ લંબાવું હું અહીં તહીં
મારૂં ફાંફાં ચોમેર.
તવ પગલાંના અવાજથી
દિશા કલ્પી આ મેર.
તોયે રે પ્હોંચાતું તને ક્યાંય ના.

દોડું ઉતાવળે આંબવા
કિન્તુ અથડાતો ક્યાંય.
તુર્ત જ પાછળથી હું સાંભળું
તારૂં ખડખડ એ હાસ.
કેવી રે નિષ્ફળ મારી મારી આ દશા!

ફરીને વળું તને આંબવા
દોડું અંતર અધીર;
તવ પગલાં સુણું પાસમાં

જોઈ શકું ન લગીર.
ફાંફાં રે નિષ્ફળ મારાં અંધનાં.

આગળ આ ગાઢ અંધાર ને
પાછળ મશ્કરીનું હાસ.
આજે લથડતી આ કાય ને
અંતર ઓસરતી આશ.
આંધળોપાડો રે મને તેં કીધો.

## अहम्

નિસર્ગની નિર્મળ તાર તંત્રીથી
છુટ્ટો પડી કો રવ ગુંજતો ગયો:
પ્રમાણ એ તાલ તણું તજી દઈ
અહંત્વમાં એકલ માનવી થયો.

૫-૧૨-૨૭

# ત્રિદર્શનં - પ્પાર.શાર્મ

તજી ચાલ્યાં સ્વપ્નો રજનિભર તંદ્રા નવ સરી,
ખીલેલાં પક્ષ્મોમાં સ્મરણ મલકે છે ફરી ફરી.
હસી જાતી આશા વદન પર, છુટ્ટા કચ પરે.
જરા ચોળાએલાં વસન સરઊર્મિ સમ હલે.
ઉષાના રંગોમાં તવ તનુલતા કોમળ લસે:
પ્રભાતે એ તારું હૃદયગમતું દર્શન મને.

સૂતેલાં પાણીમાં રવિકિરણથી તપ્ત નલિની
જરા સંકોચાતી તપિત લહરે કમ્પિત થતી.
અને ભૃંગો મૂંગા કમળહૃદયે મૂર્છિત થતા,
રહી કાંઠે હંસો નલિનદલમાં તંદ્રિત થતા.
તદા તું ખીલેલાં નવકમળની નાળ ગ્રહવા,
પડેલાં તંદ્રામાં સરિતજળને જાગ્રત થવા,
સૂતેલાં હંસોની ફફડતી જરા પાંખ કરવા,
છૂપાતી ધીમેથી અરવ ધરતી પાય જળમાં.
હલે પાણી, કમ્પે નલિની, મહીંથી ભૃંગ ઊડતા,
અકાલે ગુંજારે તરલિત થતા હંસ સરમાં.
લઈ ખેંચી પદ્મો હૃદયસહ દાબી સ્મિત કરે.
અહીં પાસે લીલાં ઉપવન વિષે કોકિલ રવે.
ફરે કાંઠે, ભૃંગો તવ સમીપ સંગુંજન કરે;
છૂટેલા વાળોમાં જળકણ નવાં મૌક્તિક બને.

સુભાગી નેત્રોમાં હૃદયરસ લાવણ્ય છલકે:
અને અંગે બાઝ્યાં વસનઃ વયસૌંદર્ય મલપે.
નિહાળું એ તારાં ચલન તરુઓથે છુપી રહી,
યુવાની આશાને હૃદયમહીં રે'તાં અનુભવી.

યદા સાયંકાળે વિજન સમ મૂંગાં ઘર મહીં
શમી જાતા દૂરે કલરવ ખગોના સુણી રહી,
અહીં ખંડે ધીમી તવ ચરણની ઝંકૃતિ સુણું,
વધેલાં અંધારે તવ તનુલતા શાન્ત નીરખું.

જતી સાયંવેળા સદનમહીં દેવાન્તિક, ધરી
ઢળી જાતાં ઢીલાં વસન કુમળાં રેશમ, લળી,
બધા પેટાવીને દીપક ઘૃતના દેવચરણે.
પડ્યાં વેરાએલાં કુસુમ સમીપે; વાસ પ્રસરે.
હસી તેજે આછાં તુજ મુખપ્રભા રમ્ય કરતાં;
સુભાવો આંખોના હૃદયતલમાં મૂર્તિત થતા.

## મહત્વાકાંક્ષા - પ્રહ્લાદ

"નહિ ચલાવીશ નાવિક નાવને,
ત્યજીશ હો નહિ સાગરપાળને;
ગગન ને જળ ઉન્નત જોરમાં,
નહિ ઝુકાવીશ યૌવનતોરમાં.

"ગગનમાં ગગડાટ મચી રહ્યો,
ગભીર નાદ સમુદ્ર કરી રહ્યો,
પવન આ જળપંખની પાંખમાં
અવનવા ફફડાટ ભરી રહ્યો.

"નીરખ મા જરી એ દિશ તું પથી!
નહિ શકાય અહીં અટકી પછી;
ઊછળતું તુજ યૌવન, હાર્દની
સરી જશે પ્રિય! માર્દવતા બધી.

"નહિ નિહાળીશ ઉન્નત નીરને,
અનુભવીશ ન તીરસમીરને,
ક્ષિતિજમાં અનિમેષ ન દે દગો,
નહિ ઉપાડીશ આગળ આ પગો.

"ગહન દુર્ગમ આ પંથ ખેડવા
તુજ સુરેખ કરો તરસ્યા હશે,

ઊછળતી નવ નિર્દંભ જિંદગી
મહીં અનેક તુફાન ભર્યાં હશે.

"પણ વિલોક જરા મુખ ફેરવી
ક્ષિતિજમાં નમતો સરતો રવિ;
પલ પછી તિમિરાન્તરમાં થશે
સકલ વિશ્વ વિલીન . . . . . .

"વીનવતાં તુજને દગ આ હજીઃ—
'નહિ હજી ભરતીભર યૌવને
જીવનનાં જળ આથડતાં મટ્યાં,
નહિ વિલોલન ડોલનતા ઘટ્યાં.

"'નહિ હજી નવનિર્મિત જિંદગી
સમયના પડથી પલટી ગઈ,
ઊઘડતી પવને પવને કળી
નહિ હજી વિકસી વીખરી ગઈ.

"'નહિ સુવાસ જરાય હજી શમી,
નહિ વિરામી ગઈ પણ મુગ્ધતા.
રસપરાગ પળે પળ અર્પતી
હૃદયની ગઈ લેશ ન મૂર્છના.'

"તુજ, છતાં, નયનો નીરખી રહી
પ્રણયનો પ્રતિકાર પ્રબોધતાં.

તલસતું તુજ અંતર જોઉં હું
વરી જવા જગકલ્પિત સિદ્ધતા.

"નહિ નહીં પ્રિય! હું નહિ વારતી.
ફરકતા તુજ કેશ સમારતી,
જલધિના તટ ઉપર એકલાં
કદિક ભવ્ય લલાટ નિહાળતી;
મૂંઝવતી ઉરને તુજ આંખડી
ક્ષિતિજ સિન્ધુતરંગ વિલોકતી;
ઉર મહીં તુજને દૂર કલ્પતી.

"નહિ શમાવી શકું તુજને ઉરે,
નહિ વિચારી શકું તુજ ભવ્યતા;
સકળ જીવન અર્પિત છો બને
તદપિ તું નહિ પામીશ પૂર્ણતા.

"જલધિના જલના સહુ સીકરે
તુજ સુકીર્તિત પંથ દિસે પડ્યા.
પળ હવે ન વિલંબ થવો ઘટે;
અમર દીપક આ ગગને ચડ્યા."

તટ પરે ધરી નાવિક નાવને
દઇ કરે કર નાવ મહીં ગયો;
ઊછળતા ઉદધિ પર જિંદગી
ઝળકતી કરવા નીકળી પડ્યો.

"અલ્પ આ સમયનો સમાગમ;
ઝંખશે હૃદય રોજ એ દશા.
ઉજ્વલિત જગમાં પ્રકાશજે
રાખજે સ્મરણમાં મને છતાં."

જલધિના જલમાં પડઘા પડ્યા,
સ્વર શમી શમી આખર આથમ્યા.
નીરવ તારકતેજ ઉરે ગ્રહી
ભરતીનાં જળ ઓટ બની ગયાં.

## મનીષા

કાંટા અને કાંકર ઝાંખરાંથી
વિહીન હું ધૂળ હવે બની રહું;
ને શાન્ત વાયુદ્વહને ય ના ઊડી
તારા પથે નિશ્ચલ હું પડી રહું;
જ્યાં તું ધરે કોમળ પાય તારા,
થાકેલ વા હો સુખસ્વપ્નઘેલા,
ને સ્પષ્ટ સંપૂરિત હાર્દની કથા
ઉકેલનારાં પગલાં પડી જતાં.

૫-૨-૨૯

# સૌથી મોટો પ્રશ્ન

એક દિન મે'તાજીએ છોકરાને પ્રશ્ન કર્યો:–
"ઇતિહાસ વિષે પ્રશ્ન સહુથી કયો મોટો છે?"
યાદ કરી છોકરાઓ પ્રશ્નનો વિચાર કરે,
મે'તાજીની આંગળીની ચીંધ સહુ માથ ફરે.
કુરુક્ષેત્ર! ટ્રાય કેરો? ઇતિહાસ ખોટો છે.
ફ્રેન્ચરાજ ક્રાન્તિ? એવી ક્રાન્તિને ય જોટો છે.
રાજ્યકેરા ધારા? એવા ધારાનો ક્યાં તોટો છે?
વીજળી ને સંચા શોધ? એ તો પ્રશ્ન છોટો છે.
નોખા ધર્મ પંથ? એમાં ગડબડ ગોટો છે.
સિપાઈના બળવાના વાંસા પર સોટો છે.
સત્યાગ્રહ! એમાંય તે કૈંકે વાળ્યો ગોટો છે.
આવડે ન તો તો! ગાલે મે'તાજીની થોંટો છે.
છેલ્લી બાંક, છેલ્લો રાંક છોકરો જવાબ દે:
"સાબ! સાબ! પ્રશ્ન એક રોટલાનો મોટો છે."

"અલ્પ આ સમયનો સમાગમ;
ઝંખશે હૃદય રોજ એ દશા.
ઉજ્વલિત જગમાં પ્રકાશજે
રાખજે સ્મરણમાં મને છતાં."

જલધિના જલમાં પડઘા પડ્યા,
સ્વર શમી શમી આખર આથમ્યા.
નીરવ તારકતેજ ઉરે ગ્રહી
ભરતીનાં જળ ઓટ બની ગયાં.

## મનીષા

કાંટા અને કાંકર ઝાંખરાંથી
વિહીન હું ધૂળ હવે બની રહું;
ને શાન્ત વાયુદ્રહને ય ના ઊડી
તારા પથે નિશ્ચલ હું પડી રહું;
જ્યાં તું ધરે કોમળ પાય તારા,
થાકેલ વા હો સુખસ્વપ્નઘેલા,
ને સ્પષ્ટ સંપૂરિત હાર્દની કથા
ઉકેલનારાં પગલાં પડી જતાં.

૫·૧૨·૨૯

# સૌથી મોટો પ્રશ્ન

એક દિન મે'તાજીએ છોકરાને પ્રશ્ન કર્યો:—
"ઇતિહાસ વિષે પ્રશ્ન સહુથી કયો મોટો છે?"
યાદ કરી છોકરાઓ પ્રશ્નનો વિચાર કરે,
મે'તાજીની આંગળીની ચીંધ સહુ માથ ફરે.
કુરુક્ષેત્ર! ટ્રોય કેરો? ઇતિહાસ ખોટો છે.
ફ્રેન્ચરાજ ક્રાન્તિ? એવી ક્રાન્તિને ય જોટો છે.
રાજ્યકેરા ધારા? એવા ધારાનો ક્યાં તોટો છે?
વીજળી ને સંચા શોધ? એ તો પ્રશ્ન છોટો છે.
નોખા ધર્મ પંથ? એમાં ગડબડ ગોટો છે.
સિપાઈના બળવાના વાંસા પર સોટો છે.
સત્યાગ્રહ! એમાંય તે ઠેંકે વાળ્યો ગોટો છે.
આવડે ન તો તો ગાલે મે'તાજીની થોંટો છે.
છેલ્લી બાંક, છેલ્લો રાંક છોકરો જવાબ દે:
"સાબ! સાબ! પ્રશ્ન એક રોટલાનો મોટો છે."

## પગી · પ્રબોધ

સન્ધ્યાના કલાન્ત રંગોએ રંગેલી મેઘકંદરા.
શરૂની પાંખથી જાણે ઊડતા કૈંક બંગલા.

એવે સમે એકલ ટેકરીથી
નિહાળતો એકજ બંગલો હું;
આકાશનાં અંતિમ તેજ રંગી
એની બધી સુંદરતા વિલોકું.
સુભવ્ય આ દૃશ્ય જણાય, કિન્તુ
હું કૈંક આજે નીરખું અનોખું.

એ બંગલાને ફરતી વીંટાયલી
વાડી મહીં રોજ સ્હવાર સાંઝ,
ક્યારા કને, છોડ નજીક, ધોરીએ,
સમારતો એક મજુર પાજ;
બોલાવતાં સૌ ઘરનાં કહી 'પગી',
એની તરી આંખ સમીપ જિંદગી.

ન્હાનો હતો ત્યારથકી રહેલ,
ઉત્સાહથી કામ બધાં કરેલ;
માલીકની તેમ મમત્વથી ભરી
એના પરે આંખ હતી ઠરેલ.

પિતા સમા વત્સલ શેઠને ગણી
ગાળ્યે જતો જીવન એય ખંતથી.

પોતાસમું આ ગૃહ લાગતું હતું;
મમત્વ દા'ડે દિવસે વધ્યે જતું.
નિર્દોષ ને અજ્ઞ ગરીબ અંતરે
વસી ગયું આ ગૃહ, જેમ એ ગૃહે.

સાંઝે સ્હવારે નિજ સાથ બાગમાં
બોલાવતો બાળકને રમાડવા,
હસાવવા, ક્રીડન કૈં કરાવવા
માલીકના એકજ પુત્ર–પ્રાણને.

'મોટા થશો ભાઈ! પછી તમે મને
સંભારશોને?' કહી એ હસી જતો.
મજુરના માનસની ઉપેક્ષા
જાણે કરી બાળક ખેલ ખેલતો.

ક્ર

વર્ષો વીત્યાં, ઓસરતી જુવાની,
વૃદ્ધત્વની છાંય ઉરે છવાણી,
વીતી ગયાં જીવનની પરંપરા
વિચારતી આંખ જળે ભરાણી.

ગઈ હતી શીતળ છાંય શેઠની;
નવા હતા શેઠ નવા વિચારના;
જૂના બધા નોકરને રજા દઈ
નવા નવા નોકરને વસાવતા.

બાહોશ, ચાલાક, સશક્ત જે દિસે,
વસી જતો શેઠની આંખને વિષે.
વિલોકતું આજ ન કોઇ અંતરે;
આકર્ષતી બાહ્યછટા દરેકને.

અશક્ત ને નિર્બળકાય એ પગી;
હતી ન એને સમ કોઈ નોકરી;
છતાંય જૂનો 'સરવન્ટ' છે ગણી
રહેવા દીધો કો ઘરના ખૂણે પડી.

વળી ગયો જીવનઓટ, ઘાટ તે
સહી શકે ના ભરતી પછાટને,
ક્ષણે ક્ષણે જાય દિવાલ તૂટતી:
માયા છતાં આ ઘરની ન છૂટતી.

એ, શેઠના એકજ એક પુત્રનું
દાદા સમું મુખ નિહાળતો કદી;
એકાંતમાં એકલ ખેલતા કને
જઈ હસે 'બાપલ, કેમ છો'! વદી.

એ હાસ્યની પાછળ રેખરેખમાં
ભરી હતી દારુણ દુઃખની વ્યથા;
વદ્યું ન હૈયું કદી કોઇની કને
તથાપિ એ ક્રૂર પ્રસંગની કથા.

નવા નવા નોકર પાસ જાતાં
પડે મજા બાળકને ઘડીક તો;
રમાડતો નોકર શેઠ દેખતાં,
જાતાં વદે 'કોણ કરેછ વેઠ આ'.

મનુષ્યના માનસની પ્રતીતિ
કરી શક્યું બાળક એક વર્ષનું;
એ નિર્મળી અંતરજાણ આંખને
ગમી ગયું અંતરહાસ્ય વૃદ્ધનું.

રૂચ્યું નહીં કિન્તુ જરા ય શેઠને
નિભાવવા આ બહુ દિન વેઠને;
વદ્યા ધરી ઉન્નત ગર્વની છટા
'મજુરની સાથ ઘટે ન મિત્રતા';
સુણી રહ્યા વૃદ્ધ અબોલ, શબ્દને.
ગાજી રહ્યું આભ અખંડ ગર્જને.

તે દી જ એ મેઘલ સાંઝના સમે
બેઠું હતું શેઠકુટુમ્બ બાગમાં,

ખીલ્યાં હતાં પુષ્પ દરેક રંગનાં,
ખેલી રહ્યું બાળક એક પાસમાં.

જોડા નહીં, બંડી તૂટેલ છેક,
વાંકીચુકી ડાંગ વળેલ એક,
ફાટેલ માથે ટકતી ન પાઘડી;
વિદાય લેવા પગ માંડતો પગી.

'શું છે જરી પૂછ અરે'! કહીને
શેઠે નવો નોકર પાસ મોકલ્યો;
'શું છે અલ્યા'! એ વધુ તોછડાઈથી
પૂછી રહ્યો. વૃદ્ધ કશું ન બોલ્યો.

એની હતી આંખ ઠરેલ બાગમાં,
નિહાળતો એ ક્ષણ ભૂતકાળમાં:
'મોટા થશો ભાઈ પછી તમે મને
સંભારશોને'? હજુ એજ તાનમાં
જોતો રહ્યો એ ગતકાળની છબી.

ક્યાંયે ન આ શબ્દ છતાંય સ્પર્શતા;
'જા દૂર'ની હાકલ શેઠ પાડતા.
જતાં જતાં બાળક પાસ થૈ પગી
હસી,ગયો, 'બાપલ! આવજો' વદી.

ગોરંભ્યાં આભમાંથી ત્યાં વરસાદ તૂટી પડયો;
ઝાંખાં ઝાંખાં થતાં અંગો: અન્તે અદૃષ્ટ થૈ ગયો.

ક્ક

સન્ધ્યાના ભવ્ય રંગો સૌ અંધારે ઓગળી ગયા.
કૃત્રિમ જ્યોતિથી ત્યારે બંગલા ઝળહળી રહ્યા.

## રંક - પ્રવારે.

મ્હેલ મ્હેલાતો જોઇને મારી
ઝુંપડલી ઝંખવાય;
ઝળહળતી જગજયોત નિહાળી
દીપકતેજ દુભાય.
અડે છે આભ અટારી
છાઈ દેતી છાપરી મારી.

કંઠથી ઝીણાં ગાન ને વીણા
સાંજના રોજ સુણાય,
માંડ કરીને ચાલતા મારા
ઉરના શ્વાસ રુંધાય.
સુણે ગીત દેવના દૂતો;
મૂંઝાતો હું એકલો સૂતો.

માનવી ઝાઝાં નીરખ્યાં જાતાં
હાથમાં ભેળી હાથ;
એકલ-દોકલ ખોરડે રે'તાં
ક્યારનો ખોયો સાથ.
ગુંથાતા એ પ્રેમના પારા;
તૂટી મારી સ્નેહની માળા.

દુનિયા આખી હોડલી લાગે
અંગ ઉમંગ ન માય.
ઊમટે મારાં છોકરાં, મારી
ફૂંગવા લાગે ડાળ.
ઝુમી જગ જોઈને આજું
વાળી દીધું બાર મેં આજું.

## માનવ

હું જન્મ સાથે રડનાર માનવી
હસી જવા મૃત્યુપળે ચહી રહ્યો:
અજ્ઞાત વિશ્વે, સહવાસ અંગે
મૂકી જવા હું સ્મરણો મથી રહ્યો.

૫-૨-૧૯૪૬

## કાવ્ય દર્શના

પા૨ા૧૯૫

અચાનક સુણી ઝીણી ઝમક પાદની ઝાંઝરી,
સચેતન બની ફર્યાં નયન, મૂર્તિ ત્યાં તાહરી
જતી સમીપ ખંડમાં ચરણ શ્રાંત ઉપાડતી;
અસ્વસ્થ મૃદુ અંગમાં અકથ કોઈ ગાથા ભરી.

વિમૂઢ થઈ હું ઊભો ઝમક ઝાંઝરીને સ્મરી,
સ્મરી તનુલતા તણી ગતિ ન સ્થિર કાબૂ મહીં,
ઢળ્યાં શ્રમિત નેત્રના અગમ ભાવ–ગાથા સ્મરી.
અકારણ સુખી ઉરે પ્રકટી કેમ અન્તર્વ્યથા?
સ્મિતાર્દ્ર નયને અચાનક વિષાદમૌન–કયહીં?
વિચાર વમળે પડી વિવશ એ વિચારું હજી.
સુઝંકૃત સુણ્યા કરું મૃદુલ ઝાંઝરીને ફરી.

અટકયાં ચરણો કે શું! ઝાંઝરી બંધ કાં પડી!
વાયુની લહેરે કોનો નિઃશ્વાસ સુણતો અહીં.

વધી તુરત ખંડમાં નીરખતો, ઊભી બારીએ
અઢેલી તન નિઃસહાય સમ, શ્રાંત લાંબી દગે
નિહાળી રહી સાન્ધ્ય તેજ, અહીં પુનઃ ફરી માળપે
પરસ્પર પરોવી પાંખ ખગયુગ્મ કો કલ્લોલે.

જઈ નિકટ જોઉં ત્યાં નયન રાંક રોતાં દિસે,
વિવર્ણ વદને ઢળી પ્રકૃતિ સાન્ધ્ય રંગો લસે,

એ નદી પર કદીક સાંઝના
માળ પે ઊડી જતાં વિહંગમો,
ધેનુવૃન્દ ફરતાં જ, મંદિરે
શામતી રહી રહી જ ઝાલરે,
દૂર ગામ પર ઝૂલતી તરુ–
શાખ માથ શુચિ અંગ ટેકવી,
સ્હેજ રક્ત પરિસ્પૃષ્ટ આનને
સાન્ધ્ય તેજ સહુ વેરતી સુધા
અલ્પ આ વહનમાં વિલોકજે;
અનંત–પથ–તમ–અન્તરે
યોગ–સુખબિન્દુ પાડજે.

૭।૨।૨।૫

# ચૈત્રની પૂર્ણિમાને

ચૈત્રની વિશદ શાન્ત પૂર્ણિમા
સિન્ધુના દઢ કરે વીંટાયલી!
આતૃષાર્ત અધરોર્મિમાલ પે
વેરતી સ્મિત વિલોલ તેજ તું.
ને પ્રગાઢ નિધિવારિને ઉરે
દાબતી સમદ અંગ કોમળાં,
મૂર્છનામય અગાધ શાન્તિમાં
તું પડી પ્રણયલીન સ્વપ્નમાં.
અબ્ધિના તૃષિત અંગ અંગમાં
તૃપ્તિ તૃપ્તિ અભિરામ યૌવના!
એ જ હો તવ સદૈવ જિંદગી.
એ જ હો—

કિન્તુ એક પલ ગ્રીષ્મતાપમાં
દગ્ધ આ વિજન પાદરે સૂતી,
તીર પે સતત લૂ મહીં ઝળ્યાં
શુષ્ક પર્ણભર વૃક્ષથી વીંટી,
આ વિશાલ પટ રેતથી ભરી,
રોજના પ્રખર તાપથી તપી,
શુષ્ક વ્હેન વહતું તૂટી જતું,
દૂર રેખ સમ રેતમાં જતું.

એ નદી પર કદીક સાંઝના
માળ પે ઊડી જતાં વિહંગમો,
ધેનુવૃન્દ ફરતાં જ, મંદિરે
શામતી રહી રહી જ ઝાલરે,
દૂર ગામ પર ઝૂલતી તરુ-
શાખ માથ શુચિ અંગ ટેકવી,
સ્હેજ રક્ત પરિસ્પષ્ટ આનને
સાન્ધ્ય તેજ સાહુ વેરતી સુધા
અલ્પ આ વહનમાં વિલોકજે;
ને અનંત-પથ-તમ-અન્તરે
અન્તયોગ-સુખબિન્દુ પાડજે.

૫।૨।૨।૫

## કાવ્ય દર્શના પારાશર્ય

અચાનક સુણી ઝીણી ઝમક પાદની ઝાંઝરી,
સચેતન બની ફર્યાં નયન, મૂર્તિ ત્યાં તાહરી
જતી સમીપ ખંડમાં ચરણ શ્રાંત ઉપાડતી;
અસ્વસ્થ મૃદુ અંગમાં અકથ કોઈ ગાથા ભરી.

વિમૂઢ થઈ હું ઊભો ઝમક ઝાંઝરીને સ્મરી,
સ્મરી તનુલતા તણી ગતિ ન સ્થિર કાબૂ મહીં,
ઢળ્યાં શ્રમિત નેત્રના અગમ ભાવ–ગાથા સ્મરી.
અકારણ સુખી ઉરે પ્રકટી કેમ અન્તર્વ્યથા?
સ્મિતાર્દ્ર નયને અચાનક વિષાદમૌન–કયહીં?
વિચાર વમળે પડી વિવશ એ વિચારું હજી.
સુઝંકૃત સુણ્યા કરું મૃદુલ ઝાંઝરીને ફરી.

અટક્યાં ચરણો કે શું! ઝાંઝરી બંધ કાં પડી!
વાયુની લહેરે કોનો નિઃશ્વાસ સુણતો અહીં.

વધી તુરત ખંડમાં નીરખતો, ઊભી બારીએ
અઢેલી તન નિઃસહાય સમ, શ્રાંત લાંબી દગે
નિહાળી રહી સાન્ધ્ય તેજ, અહીં પુનઃ ફરી માળપે
પરસ્પર પરોવી પાંખ ખગયુગ્મ કો કલ્લલે.

જઈ નિકટ જોઉં ત્યાં નયન રાંક રોતાં દિસે,
વિવર્ણ વદને ઢળી પ્રકૃતિ સાન્ધ્ય રંગો લસે,

સરે શિરથી ઓઢણી, શિથિલ વેણી છુટ્ટી પડે;
સરન્ત ચિમળાયલાં કુસુમ ક્યાંક થંભી ખરે.
જરાક ખરડાયલી વિમલ બિન્દડી ભાલની,
સમીર લહરે વિકમ્પિત થતી લટો વાળની.
અબોલ અધરે ઊઠે ધડક મૂક નિઃશ્વાસની.
રહ્યાં તરલ અશ્રુ શાન્ત અનિમેષ આંખો ભરી.

પ્રિયે, સમજતો ન હું હૃદયમાં વ્યથા શું હશે!
ગયા સમયની અતૃપ્ત રસઝંખના શું હશે!

ધરી કર લલાટ ને લટ સમારી બોલાવતો.
'પ્રિયે', કહી ઘડીક સ્થિર દગને નિહાળી રહ્યો.
અરે! તુરત ઝબૂકીને નયનવ્યાકુલે શું જુએ!
શ્રમિત પલ પ્રાણની વિકલ ચેતના ઊભરે.
સાશ્ચર્યથી
અચેતસમ સ્થિર સ્તબ્ધ દગથી નિહાળી રહી.
પલેક સ્મિત ધારવા વિફલ યત્ન ધારી રહી.
સમીપ જઈને ધરું વદન મ્લાન વક્ષઃસ્થલે,
અખંડિત રડી રહે, કર હું ફેરવી એ શિરે,
સુણું રહી રહી થતા હૃદયના નિસાસા ધીમે.
ઉરે ઉર ધરું ન ત્યાં જ ધબકાર હૈયે વધે.

નિમિષ એમ ગઇ રુદને સરી.
સમય સાંધ્ય સર્યો. ક્ષિતિજે વ્હડી

તરલ મંગલ ચન્દ્રકલા લસે:
રજની અન્તર તારક ઉલ્લસે.

શમ્યાં નયનઅશ્રુ ને હૃદયના નિસાસા શમ્યા.
વિલોલિત દગે સરી પ્રણયની ઊંડી ઝંખના.
સ્ફુરન્ત અધરે નવાં રસતુફાન સ્નેહોર્મિનાં,
ઉરે ઉર મળી જવા અમર કોઈ આશ્લેષમાં
પ્રફુલ્લ વદને સરે સ્મિત નવીન સંયોગનાં.

કહી 'પ્રિય ન હોય આમ.' ઉર સાથ દાબ્યું ધીમે,
ઉરે ઉર તણા અખંડ થડકાર સાથે વધે.
પ્રફુલ્લ વદને સર્યાં સ્મિત નવીન સાથે હસું.
ઢળ્યાં શરમથી નિમીલિત જરા સુપક્ષ્મો ચૂમું.
"સુમુગ્ધનયને," કહી, 'અધિક ગાઢ આશ્લેષમાં
'લઉં ઉર વિષે' હજી હૃદય ઝંખ્યું કે નાજ ત્યાં,
લપાઈ ફરી છાતીએ સમદ અંગ સંકોચતી,
ફરી મુખ નીચું ફરી હૃદય સાથ આવી વસી.
વિલંબી પ્રણયવ્યથા મૃદુ અપૂર્ણ આશ્લેષમાં
સુતૃપ્ત બનતી— . ફરી સુઝંકૃતિ— .

વસો ઉર સદૈવ એમ થડકાર સાથે થતાં.
વસો ચરણઝાંઝરી ઝમકતી ઉરે સર્વદા.
હસો અધુકડું જરા ચરણ ચૂમતી ઘૂઘરી.
સદૈવ રવ ગુન્જજો,
સ્વ—આત્મ થડકાર શો હૃદયતંતુ સાથે ભળી.

## પ્રભુ મને આંગળીએ વળગાડો - પારસર્વ

પ્રભુ મને આંગળીએ વળગાડો.

પારણામાં મને પોઢતો મૂકી
આપે દેહ બદલાવ્યો,
આંખ ઉઘાડું ત્યાં માનવ મેળે
ક્યાંય દીસે ન ઓછાયો.
નથી તવ સૂર જરા સંભળાયો
મૂકો કાં એકલ આમ અજાણ્યો?

વિશ્વ વિરાટ ને કેડી અનંતન
મુને ન માર્ગ જણાણો.
આડા અવળા ચીલે રહડતાં
ક્યાંય અપંથે તણાણો.
ફરતી રેત અગન જુવાળો
દાઝે અંગ હૃદયનો માળો.

ભવ્ય બજાર ને માનવ ગિરદી
વચ્ચે હાથ ચૂકાવ્યો,
શોધ્યું આડાં અવળાં પડતાં
ગરદીમાં કચરાયો.
બધાના પગ સોંસરવો તારો
સુણ્યો શું પરિચિત ચરણ ધસારો?

તરલ મંગલ ચન્દ્રકલા લસેઃ
રજની અન્તર તારક ઉલ્લસે.

શમ્યાં નયનઅશ્રુ ને હૃદયના નિસાસા શમ્યા.
વિલોલિત દગે સરી પ્રણયની ઊંડી ઝંખના.
સ્ફુરન્ત અધરે નવાં રસતુફાન સ્નેહોર્મિનાં,
ઉરે ઉર મળી જવા અમર કોઈ આશ્લેષમાં
પ્રફુલ્લ વદને સરે સ્મિત નવીન સંયોગનાં.

કહી 'પ્રિય ન હોય આમ.' ઉર સાથ દાબ્યું ધીમે,
ઉરે ઉર તણા અખંડ થડકાર સાથે વધે.
પ્રફુલ્લ વદને સર્યાં સ્મિત નવીન સાથે હસું.
ઢળ્યાં શરમથી નિમીલિત જરા સુપક્ષ્મો ચૂમું.
"સુમુગ્ધનયને," કહી, 'અધિક ગાઢ આશ્લેષમાં
'લઉં ઉર વિષે' હજી હૃદય ઝંખ્યું કે નાજ ત્યાં,
લપાઈ ફરી છાતીએ સમદ અંગ સંકોચતી,
કરી મુખ નીચું ફરી હૃદય સાથ આવી વસી.
વિલંબી પ્રણયવ્યથા મૃદુ અપૂર્ણ આશ્લેષમાં
સુતૃપ્ત બનતી— . ફરી સુઝંકૃતિ— .

વસો ઉર સદૈવ એમ થડકાર સાથે થતાં.
વસો ચરણઝાંઝરી ઝમકતી ઉરે સર્વદા.
હસો અધુકડું જરા ચરણ ચૂમતી ઘૂઘરી.
સદૈવ રવ ગુઞ્જજો,
રવ—આત્મ થડકાર શો હૃદયતંતુ સાથે ભળી.

## પ્રભુ મને આંગળીએ વળગાડો - પારાશર્ય

પ્રભુ મને આંગળીએ વળગાડો.

પારણામાં મને પોઢતો મૂકી
આપે દેહ બદલાવ્યો,
આંખ ઉઘાડું ત્યાં માનવ મેળે
ક્યાંય દીસે ન ઓછાયો.
નથી તવ સૂર જરા સંભળાયો
મૂકો કાં એકલ આમ અજાણ્યો ?

વિશ્વ વિરાટ ને કેડી અનંતન
મુને ન માર્ગ જણાણો.
આડા અવળા ચીલે રહડતાં
ક્યાંય અપંથે તણાણો.
ફૂરતી રેત અગન જુવાળો
દાઝે અંગ હૃદયનો માળો.

ભવ્ય બજાર ને માનવ ગિરદી
વચ્ચે હાથ ચૂકાવ્યો,
શોધું આડાં અવળાં 'પડતાં'
ગરદીમાં કચરાયો.
બધાના પગ સોંસરવો તારો
સુણ્યો શું પરિચિત ચરણ ઘસારો ?

દેખું તેમાં સત્ય ન લાગે,
કલ્પનને નહિ આરો.
એક તમારી આશા વાંસે
જનમભ્રમણ સંચારો.
અમારાં ભગ્ન હૃદય પર છાનો
ફરે તવ વત્સલ હાથ સુંવાળો.

સાયંકાળ સમે સીમ સૂને
નિર્જન પથ લંબાણો.
તિમિર વીંટે, દગ થંભે, શ્રમથી
બાળક શ્વાસ રુંધાણો.
તમે થઈ જનની હૃદયે લીધો,
જુઓ શું છાના પંથ ભૂલેલો ?

કિલ કિલ કવતાં પંખી પોઢે,
પોઢે પલ્લવ પવનો,
ધરતીના અંકે જગ પોઢે,
પોઢે સહુ સંચલનો.
હજો સહુ સહુને જીવન વિસામો
મને એ આપે આશ ઉધામો.

પણ જગ રગડયો, ધૂળ ચડી તન,
મન થાકયું, નહિ આરો.
સાદ કરું હું અનાથ તને ત્યાં
કંઠમાં ડૂમો ભરાણો.

ખભે લઇ બાપ હવે પંપાળો,
પ્રભુ મને આંગળીએ વળગાડો.

## વિસર્જન

ક્ષિતિજમાં રવિ શ્રાંત ઢળી જતાં
તિમિરનાં દળ આ જગ ઘેરતાં;
ઉદધિગાન અશાન્ત બની રહ્યાં:
સકલ નાવ હવે તટમાં જતાં.
અમર આશભરી સુખકલ્પના,
તરુણ જીવન ભાવ અનેક આ,
સમય સાથ બધાંય સરી ગયાં:
નિજ ગૃહે નિજ પંથ વિષે પળ્યાં.

ના૦ ર૦ શર્મા

# નિષ્ક્રિય કવિ

"કવિ કરે તો કવિતા કરી શકે;
બની શકે બોધક એ બહુ તો.
ક્રિયા સમી સંચલતા સમક્ષ તો
પડી રહે એ નિજ પોપચાં ભીડી".
કહે જનો "કોઈ કવિ દીઠો છે
જેણે જીતી હોય અજેય ભોમકા?
વિજ્ઞાનિકો કે પ્રખર પ્રયોગીમાં
કો એ કદિ યે કવિ ક્યાંય જોયો!"
"ના, ના અરે નિષ્ક્રિય સાવ છે કવિ
બેઠો રહે એ નિજ તાનમાં ડૂબી"

વિશ્વનાં ઘર્ષણો જોયાં રહી નિષ્ક્રિયઃ સત્ય છે.
સંઘરી માત્ર એમાંથી શકયો અગ્નિકણો કવિ.
અને જ્યારે ઠરી શક્તિ, ઓલાયો ચેતનાનલ,
પ્રશાંતોદ્‌બોધને એનાં વિશ્વોત્ક્રાન્તિ ફરી ઝગી.

પ્રજારામ

# ક્યાં જાવું ?

તારું વ્હાલું ઘર છોડીને,
સહવાસીનો સાથ તજીને,
અંતરની શાન્તિ ત્યાગીને,
તારે ક્યાં જાવું?

ગૃહનાં દ્વાર તને રોકે છે;
વ્હાલાંનાં આંસુ 'રો' 'કે' છે;
અંતર પણ તુજ ના પાડે છે:
તોયે ક્યાં જાવું?

૫. ૨. ૨૫

## ત્યાં જાવું

નાનકડી બે આંખો રડતી,
હૈયાનાં આંસુ નિચવતી,
એકાન્તે ઊભીને સ્મરતી,
મારે ત્યાં જાવું.

નાની નાની આંખડીઓમાં,
અર્ધ-ખીલી ઉરપાંખડીઓમાં
ઊંડી એની હૃદયગુહામાં,
મારે સંતાવું.

પ્રભાતે

# યુદ્ધાન્તે – પારાશર્ય.

સન્ધ્યાના સ્તબ્ધ રંગોમાં પોઢેલાં કુરુસૈન્યના
યુદ્ધના પડઘા છેલ્લા ઘૂંટાતા વ્યગ્ર વ્યોમમાં.
સન્ધ્યાતણાં આંતર રક્ત ચાટતી
કરાલ કાળી કુરુક્ષેત્ર ભૂમિ
પરે દળો નિસ્તળ અંધકારનાં
પ્રચંડ કો ઘુમ્મરી ઘટ્ટ લેતાં.
શોણિતે ખરડાયેલી પૃથ્વી પેટાળની વ્યથા
નિઃશ્વાસે દહતી સર્વે યુગોની ચિરશાન્તિમા.
ત્યાં ભીષ્મ, દુઃશાસન, દ્રોણ, કર્ણ,
વીકર્ણ, કાશીપતિ, શૈલ્ય, દ્રૌપદ
દ્રુપદ, શિખંડિન્, અભિમન્યુ, શૈબ્ય,
અશેષ અક્ષૌહિણી દઢ સર્વ,
ભવિષ્યની સંસ્કૃતિપાદપીઠે
ખપી ગયાં એક અપૂર્વ યુદ્ધે.
સશસ્ત્ર ભગ્ન અંગો એ પડેલાં રક્ત-કીચડે:
સાંચવ્યું દેહનાં દાને વીરત્વ-ક્ષાત્ર-ધર્મને.

ઘવાયલાં અંગ અસંખ્ય લોટતાં,
ને ખદ્બદે શોણિતકુંડ કુંડમાં,
હોમાઇ જાતાં રણયજ્ઞજ્વાલમાં
કરાલ કો અંતિમ ચીસ નાખતાં,

યુદ્ધાન્તની એ અવશેષ યાતના
સહી સહી અંતિમ મૃત્યુવેદના.
કૃતાન્ત એ તાંડવ નૃત્ય કાળનાં:
સંહારતા તાલ કરાલ મૃત્યુના.

અશસ્ત્ર દૂર અંધારે બાઝે ભવ્ય મહારથી;
દુર્યોધન સહે ભીમ ખેલે યુદ્ધ ગદા ધરી.
અન્યોન્ય સાથે અફળાય જોરથી
ગદા, કડાકાન્ત પ્રચંડ ઘોષની
થાપી પડે દુ:સહ દિગ્મૃદંગ પે,
બ્રહ્માંડ પેટે પ્રતિઘોષ ગાજે:
શું તૂટશે! તૂટીજ! એમ કમ્પતી
તાળાઇ રે'તી પરિધિ મૃદંગની.
ફંફોળીને ઘુમ્મરીમાં ગદાને
ભીમે કુદી દુસ્સહ ઝીંક મારી;
સુયોધને ઝીલી ન ઝીલી ત્યાં પડી
જંઘા પરે, અંગ તૂટયાં પ્રહારે:
આંખે વળ્યાં વર્તુલ અંધકારનાં;
ઢળી પડ્યો તમ્મર ગાઢ આવતાં.
'દુર્યોધન પડ્યો' ગાજી હર્ષથી ભીમ ઊછળ્યો.
પોઢેલાં કુરુ સૈન્યો પે જયઘોષ ફરી વળ્યો.

વીંટાઇને પાંડવ કૃષ્ણ સાથે
હસી મહાવિગ્રહ સાર્થ માને.

ને શાશ્વતી કૌરવ રાજ્યલક્ષ્મી
કો ભૂતનાં માર્મિક દુઃખ લોપી
શગ્રે શગ્રે મંગળ પાદ માંડતી
શું પાંડવોને વરમાળ રોપતી!
ભીમ સ્વેદ લૂછી હાંફી ગદા સ્કંધે નમાવતો,
રક્તાર્દ્ર પગ ઠોકીને શત્રુશિરે પછાડતો.
ઝબૂકી ઊઠી ધર્મ વદે "અરે તેં
હણ્યો અધર્મે પદઘાત શું હવે!"
"ઊંહૂ ધર્મ આજે નહિ કૈંજ જાણું
મરી જતો આમજ સાથે ન્યાળું."
"શું માનવી ધર્મ બધો નકામો?
આ વૈર તૃપ્તિ થકી દાહ શામતો?
જા દૂર", કહીને ધર્મે ભીમને દૂર ખેસવ્યો.
કમ્પતો કર રક્તાર્દ્ર ગાન્ધારેય શિરે ધર્યો.

ધમણ શ્વાસ ગ્રહન્ત સુયોધન.
વચન ગદ્ગદ કંઠ યુધિષ્ઠિર
ઉચરતાં 'પ્રિય બંધુ'; ફરી વળ્યાં
અસહ ભાવિ વિકલ્પન, થંભતા.
એ રાજ્યસિંહાસન પાદ માંડતાં
સત્કારતી ઘૂવડ સાથ ચીબરી.
ને પાંડવોના જયઘોષ બોલશે
રથો તણાં ભાંગલ ચક્ર ને ધરી!
વૃદ્ધ પ્રાસાદ એ મૂંગા યુદ્ધ કારણ પૂછશે.

શૂન્ય પત્થર હાસ્યે એ સ્તબ્ધ આવાસ કંપશે.

અશબ્દ આકાશ, નિરન્ન પૃથ્વી,
પ્રજાહીણું રાજ્ય, ન કોઈ માનવી,
વિશૂન્ય ન્હોળા જનમાર્ગ લાંબા,
ઊભાં ગૃહો મંગળ ચિહ્નહીન,
સૌભાગ્યહીણાં કુલલક્ષ્મી લોચનો
માબાપ લ્હોતાં મૃતપુત્રને સ્મરી.

સંતોષ શાંતિ સુખભાન હીણી
અસહ્ય એ નિષ્ફળ જિંદગીની
હોલાઈ જાતી શબ પાસ એકલી
સંકોરવી વાટ હતાશ ઉરની.
ને યુદ્ધ ક્લેશ વૈરોના દાવાનળ જ્વલંતમાં
તતડી ભસ્મ થાશે શું ઉદ્યાનો મનુવંશનાં?

નીતરતી દૃગ ભાવિ વિકલ્પને,
અનુભવે ઉર આજ અનિષ્ટને,
નિમિષ કષ્ટ દબાવી સુયોધન
ઉચરતો જીવનાંત વિચારને.
"કુટુમ્બ સૌહૃદ સ્નેહી ભોગવ્યાં સુખ સર્વનાં,
અહં પંચેન્દ્રિયો ચિત્ત તોષ્યાં શું દુઃખ મૃત્યુમાં?
પ્રેમદંભ બધે માન્યું જે વાંસે ઘોર સ્વાર્થની
જ્વાલા મૂંગી જલે, ભોળાં-રક્તપ્યાસી સનાતન.
દયા શાંતિ જંગદ્વ્યાપી અનુકમ્પા છતાં સદા

આચરી મૃત્યુને ટાણે તાર્યું જીવન આ તમે.
હું--"બોલતાં કો અતિ દૃઢ આંચકે
ઊલ્ટી થતાં રક્ત તણી ઢળી પડ્યો.
કૌંતેય ધારે કર, સ્તબ્ધઃ અંધના
શું અંધની નિર્મળ આંખ ઊઘડી?

પાસે હસી શ્રી યદુરાજવી એ
ધન્વી તણો હસ્ત અદૃષ્ટ દાબ્યો.
અવાક્ ઉચ્ચારે દૃગથી જ માત્ર
જવા વિષે સૂચક ભાવ દાખવ્યો.
પાંડવ જયઘોષોનો વિશ્વોન્નતિ તણા તટે
ધમ્યો પૌંડ્ર મહાશંખ ભીમકર્મા વૃકોદરે.
પ્રચંડ એનો રવ સ્તબ્ધ ગાઢ
સૂને રણે નિષ્પ્રતિકાર ધાતો.
દિગન્તમાં કો અટહાસ દેતો
વિદીર્ણ ઊંડો પડઘો વિલંબતો.
શૃગાલો રડતાં સામે ચોપાસે ગીધડાં ઉડે,
ક્રંદનો શબ્દ પાંખોનો અશાંત વાયુમાં ભમે.

ને ધર્મનો હસ્ત ધરી શ્રીકૃષ્ણે
સન્ધ્યા થકી કાળ જવા બતાવ્યો.
રક્તાર્દ્ર આંખે હસી ભવ્ય શાંતિથી
સુયોધને શબ્દ ફરી ઉચ્ચાર્યો.
"થંભો નહીં, કૃષ્ણ થશે ઉતાવળા,

માતા હશે ઉત્સુક ઉર ઝૂરતી.
ભૂલી જજો આ ગત કાળ, પાળજો
પ્રજા રહી શેષ, સ્વધર્મ સેવજો.
દુર્યોધન ઉઠાડે જ્યાં ધર્મને કર સાહીને;
નિર્વંશ, ભીમને હૈયે અકથ્ય પ્રશ્ન ઉદ્ભવે.

ક્યાં વૈર ઈર્ષાસ્મરણો અખંડ
કેં કીટવત્ અંતર કોરનારાં?
ઉલ્લાસતી જીવન રોમ રોમ
ક્યાં પ્રેમની નિર્મળ શીતવારણા?
વિજેતાની ગદા ગલ્ભ જ્યાન્તે ભૂમિ પે પડીઃ
પ્રેમની જ્યોત એકાંતે હૈયે જળહળી રહી.

યુધિષ્ઠિરે અંતિમ અર્ઘ્ય અર્પી
મૃત્યુમુખે એ કુરુરાજને તજી
અસ્વસ્થ માંડ્યો પગ, તુર્ત ઊંડો
કો આર્ત સીત્કાર સુણાય લાંબો.
દુર્યોધન તણાં દેખે ઘવાયાં અંગ તોડતો
ખેંચતો ચાંચથી વેગે ગૃધ તુર્ત ઊડી જતો.
જ્યાં ધાય દુર્યોધનની સમીપ
નિરોધતા તુર્ત જ કૃષ્ણ ધર્મને.
અગમ્ય કો ધીર ગભીર સસ્મિતે
અર્પી રહ્યા સાન્ત્વન કૃષ્ણ ધર્મને.
"અષ્ટાદશ દિનો અંતે યુદ્ધે છે જય ધર્મનો.
નધણીયાત પૃથ્વીના ધણી સાચા બની રહો.

ધૂળમાં ધૂળ શત્રુ આ, નિઃશત્રુ રાજ્ય ભોગવો.
રસાળ ભૂમિના ભોગો પાનો યથેચ્છ પી રહો."
થીજેલાં મોતની દાઢે ચોંટેલાં દંત-મધ્યમાં
કુરુસૈન્ય પરે દૃષ્ટિ ફેંકી શ્રી કૃષ્ણ ઉચર્યા.

નિસ્તેજ ભારે દૃગ ખિન્ન ઊંચકી
દુર્યોધને અન્તિમ દૃશ્ય જોયું.
ક્યાં ધર્મ! ક્યાં કૃષ્ણ અગમ્ય શબ્દે
અસહ્ય દુઃખે નિજ મૃત્યુ ઝંખ્યું.
નિશાચરોનાં ભયપૂર્ણ ક્રંદને
થંભી જતો નિર્દમ શું ધનાન્ધ?
ત્યાં તો ઘસાતાં પગલાં સુણાય,
ચાલી જતા પાંડવ ત્યાં જણાય.
ત્વગ્ હાડ લોહી ધૂળ માંસ કાદવ
ખૂંદી જતા શું પદ યુદ્ધ અન્તે!
સુદૂર સૂની જય છાવણી પ્રતિ
વધી રહ્યા પાંડવ કૃષ્ણ સાથે.
ઉચ્ચાર એકે મુખથી નહિ થતો,
સુણાય છેટે પદઘોષ એકલો.
ઓળા બધા યે તિમિરે વિલાતાં
મીંચી ગયો એ નયનો બિડાતાં.

## દીવો કરો

દીવો કરો રે દીવો કરો.
દેવની આગળ દીવો કરો.

ત્રણે ભુવનમાં અન્ધારું હાલતું,
સાચું ખોટું કંઈક જુએ ખરો.
દેવની આગળ દીવો કરો.

દુનિયાનું ગાડું ગણડાવ્યે રાખતો,
અન્ધારે આડખીડ ઊંડો ધરો.
દેવની આગળ દીવો કરો.

લાખોપતિને લાખ્ખો અપાવતો,
ભૂખ્યાના પેટનો થાતો મરો.
દેવની આગળ દીવો કરો.

માળામાં મૂળગો મેર મળે નહીં,
શાને પરોવ્યે જાતો સરો.
દેવની આગળ દીવો કરો.

ઊંચે આકાશ ને નીચે આધાર નૈં,
ફોકટના શીદને ફેરા ફરો.
દેવની આગળ દીવો કરો.

અન્ધારે એકલો સૂતેલો સાગરે

દેખો નહિ તો દીપમાળા ધરો.
દેવની આગળ દીવો કરો.

દીવો કરો રે દીવો કરો
દેવની આગળ દીવો કરો.

## ૨૩ વર્ષ પૂરાં થયે

હું ઘોરતો'તો ભર ઊંઘમાં ત્યાં
ઝબૂકી ઊઠયો: કર્ણે નિનાદ આફળ્યા.
જોયું: અહો! જીવન–ચક્ર–ટાવરે
૨૩ કલાક પૂરા કર્યા હતા.
ને ઘેનમાં શેષ રહ્યો કલાકે
વીતી જતાં આ દિન યે પૂરો થશે.

પ્રત્યેક સેકન્ડ સજીવતા ધરી
જીવીશ, વા, હું શતવર્ષ ૩૬!

## સન્ધ્યા - પારસરૂ

ઉષાથી યે ન્યારી,
મને સન્ધ્યા પ્યારી જન જીવનની કે જગતની.

નિસર્ગેથી માંડી બલ અબલ સૌ ચેતનકણી
પરોઢે જાગેલી અવિરત ધમાલે ઊછળતી
ધસે, ને આકર્ષે નજર, દૃગ આંજે ભભકથી,
સ્વકાર્યે પ્રસ્વેદે વિજયિત હસે ભિન્ન સ્વરથી.
મહેચ્છા કર્તવ્યે અધીર ધસતાં સત્વ સહુમાં
ઉષા ટૌંકે વ્હાલી નવ જીવન જેથી વિકસતાં.

કરી ઊંચો નીલો રજનિપડદો કોમળ કરે
ઉષા પ્રાચી દ્વારે પ્રણય પલકારે સ્મિત કરે.
ઘડી આશા ઘેલાં કુસુમ કુસુમે લોચન રમે.
નવે ખંડે મંજુ કવણુન અધીરાં કંકણુ કરે.
મૃદુ બંસી બાજી,
મહેચ્છા કો જાગી,
લસે તાજી આછી શરમ સુરખી ગૌર વદને.
તજી સર્વે વ્યોમે અમિત પગથારે ઉમળકે
નવોઢા શી પ્યાસી સમદ સરતી ધીર પગલે.
ધરા કંકુભીનાં ચરણુસ્પરશે સ્વસ્તિક ધરે.
તરંગો સિન્ધુના પ્રતિધ્વનિત ઝંકારણુ ગ્રહે.

ઉષાનો આભારી
સદા, તોયે મારી
ઉષાથી યે ન્યારી,
અહું સન્ધ્યા પ્યારી સ્વરત પરિતોષે વિરમતી,
ઉષાએ અર્પેલાં નિજ શયનમાં પુષ્પ ધરતી.
ઘવાયાં હૈયાંને સદય ઉરભાવે રુઝવતી.
લપેટી વાત્સલ્યે શ્રમિત સહુને અંક ધરતી.

દિનાન્તે એકાન્તે
નિહાળ્યાં મેં માળે
પડેલાં વેરાને પરણુહીન કો વૃક્ષ અટૂલે
થતાં ઊંચાં નીચાં ખગશિશુ વિલોકે ક્ષિતિજને.
વળે પંખી માળે રખડી રઝળી સીમ વગડા,
ઝીલી સન્ધ્યારંગો શ્રમિત તન ને પાંખ હ્રદયમાં.
મૃદુ ન્હાની મિઠ્ઠી કલબલ થતી સુસ અનિલે.
પ્રસારીને પાંખો ખગ શિશુપરે સાન્ત્વન ગ્રહે.
સમર્પી સન્ધ્યાએ,
કુટુમ્બી સંતોષે સુખદ રજની નિદ્રિત કરે.

નમેલી સન્ધ્યાએ
ધરેલી આશાએ ક્ષિતિજગતપંથે નીરખતી,
વિહ્લાતી જોયેલી,
કદીકે લ્હોયેલી,
ઝરૂખે થંભેલી પ્રિયતણી જળે પાંપણ ભરી.
દિનાન્તે કાર્યોન્તે શ્રમિતતન અંતે ગૃહ વળે.

હજારો બોજાઓ તનમનસ્મૃતિથી પરવરે.
અને સન્ધ્યારંગે
ઘડી દૃષ્ટિ સંગે પ્રિય ગૃહિણીની આંખ પલકે:
હજારો આશાનો હરદમ વિસામો તરવરે.
જતી સન્ધ્યા ધીરે,
પ્રિછાયાં દામ્પત્યે,
રચેલાં એકત્વે અમર ઊતરે રંગરજની:

અભીપ્સા, શાતાઓ,
સમીક્ષા, આવેશો, નિકટ ધરી આકર્ષણ રચી;
જતી સન્ધ્યા ધીરે,
મહાબ્ધિને તીરે જળકણ કણે સેજ રચતી.
સુણી ઊર્મિગીતો પ્રકૃતિસુખનાં ઓઢણ ધરી.

ગમે સન્ધ્યા તેથી
મને, ઇચ્છા જેથી ફલિત પરિતૃપ્તિ અનુભવે.
વળે જ્યાં થાકેલાં સહુ નિજ ગૃહે તોષિત દિલે.
અને જ્યાં સર્વેનું,
વિયોગી પ્યાસીનું,
અજંપી આત્માનું મિલનતટથી સંપુટ બને.
વિકાસ્યાં જે તત્ત્વો નિવૃત પરિતોષે જઇ સુએ.

## છેલ્લું મિલન પ્ર૦ ૨

હતી સન્ધ્યા વિશ્વે, અમ નયનમાં ને હૃદયમાં.
અહીં ગર્જે ધીમું અનવરત સિન્ધુ જળભર્યો.

વિભિન્ન જળશીકરો ઊછળતા ચ્હડે આભમાં
પ્રસાર ધરતી ઘડી ફરફરો ઝુલન્તી ઢળે.
કળામય કલાપમાં વિવિધ સાન્ધ્ય રંગો ઝગે;
ઘડી થનગનાટતો જળતરંગનો મોરલો.

ને મારા કરમાં હતાં કરતલો, આંખો ઢળેલી હતી,
સન્ધ્યાએ પણ રમ્ય આર્દ્ર વદને લાલાશ વેરી હતી.
આવ્યું જે અધરે સદૈવ અધરે વાસો કરીને રહ્યું:
કે એ રંજન આંખનું ક્ષણ કરી થાશે ઘડીમાં 'ગયું'?

વિલાસો ઉન્માદો પ્રણય સુખતૃષ્ણા કરુણતા
અને કૈં કૈં ભાવો સ્મરણસરિતામાં ડુબવવા
અમે સાથે ચાલ્યાં જરીક દૂર જ્યાં સંગમ હતો:
નદીના પાણીને જલનિધિ પરાણે ઘસડતો.

સરિત્ તણા નાજુક કૈં તરંગો
સમુદ્રના એક પ્રચંડ મોજથી
ઘડીકમાં લુપ્ત વિલુપ્ત થાતા;
અને મહાઅર્ણવ એમ રાચતો.

અમે ઊભાં સ્તબ્ધ બની કિનારે.

"અહીં રાતના ભરતી ચડતી
તિમિરદળો ગાજે ફરતાં;
સમય થતાં એ, સર્વ વિલાતી
વ ર્ત મા ન ની સું દ ર તા;
અન્ધકારનાં મોજાં પરે
ભૂતકાળ ને ભાવી તરે.

"વર્તમાનનો પ્રાણ બન્યો તું
વર્તમાન છે તારો પ્રાણ;
ભૂતકાળને જીવી ગયો તું,
ભાવીથી છો સાવ અજાણ.
ખરું કહું છું પાછો જા,
દિવસ છતાં ઘર ભેળો થા."

પ્રશ્ન કશોયે થયો નહીં, હું
સુણી રહ્યો'તો આ ભણકાર.
હજી સુધી તે કોણ હશે તે
સમજી કેમ શક્યો ન લગાર;
હતો કોઇ એ પૂજ્ય મહાન
આટલુંજ તાજું છે ભાન.

અવાજમાં માનવતા હતી,
માર્દવતા, ભીપણતા હતી,
ઓગાળે ઉર, આકર્ષે તે
મીઠાશ ને મોહકતા હતી;

બધાયની સોંસરવો જતો
કરુણતાનો પડઘો થતો.

સુણું ઘડી બંસીના તાન,
મીરાંની વીણાના તાર,
રણે રણે ગર્જન્તા મહા–
ઘડી સુણું ગાંડિવ ટંકાર;
ભીષ્મગર્જને ગરજે ધરા;
સાન્ધ્ય સમે રોતી ઉત્તરા.

ક્ષ

"આ તો મારું જરીપુરાણું
ભૂતકાલનું છે રહેઠાણ;
અહીં ઉદ્‌ભવી પ્રથમ માનવે
વૃક્ષે વૃક્ષે કર્યાં નિશાન;
કંદમૂળ એનો આહાર,
સ્વચ્છન્દ એનો સ્વેચ્છાચાર.

"વૃક્ષ પૂજતા પ્હાડ પૂજતા
પૂજે સાગર ને જળધાટ;
માનવના માનસની પાછળ
હતી ભાવના આ ઉદાત્ત.
પશુજીવનથી આવી ઊંચા
રચી જેમણે વેદઋચા:

"હરિયાળી ધરતીને હૈયે
જંગલમાં ચરતાં'તાં ઢોર,
વાટ સર્વની સન્ધ્યાકાળે
ઋષિપત્નિઓ જોતી રોજ:
ઝરણે ઝરણે અર્ધ્ય અપાય:
ગાયત્રીના જાપ જપાય.

"ક્ષાત્રતેજની ચમકારી ત્યાં
બ્રહ્મતેજની સાથે ભળે,
શાન્ત સૌમ્ય અંતરસરણીમાં
વીરત્વનાં મોજાં ઊછળે:
કર્મયજ્ઞમાં હોમ્યા બલી;
સિદ્ધિની જ્વાલા પ્રોજ્વલી.

"ઉત્તરમાં વસનારી બીજી
જંગલવાસી એક પ્રજા
હિમગર્ભમાં ગળી ગઈ એ
કુદરતથી પામીને સજા:
લાક્ષણિક એનો આવેશ
હતો સરજવા ચિત્રપ્રદેશ.

"મર્ત્યદેહનાં હાડચામને
પેટાળોમાં સંઘરતી
પૃથ્વીની પોતાની નિશદિન
ઠરતી બળતી કાય જતી.

ભસ્મભૂમિનો ઊપજ્યો પ્રદેશ,
જેમાં પડ્યાં હજી અવશેષ:

"સંતોષાતી હજી નથી શું
માનવ તારી ઉત્સુકતા?
ભૂતકાળનાં ભગ્ન અસ્થિઓ
તને નીરખવાં બહુ ગમતાં?
કબરોને ખોદાવી ક્રૂર
રંજાડે નીંદરતાં ઉર.

"વ્યર્થ પ્રજ્વલી ઠરતો પાછો
રોષવરાવતો રોષ મને.
અન્તર મારું બળીબળીને
દા'ડે દિવસે ભસ્મ બને
દાટેલી ઊડશે જો રાખ,
વર્તમાનને કરશે ખાખ.

"નહિ નહીં ના કદી ન અડશે
વર્તમાનને ઊની આંચ.
ભાવી સાથે ખેલ ખેલતો
ખોળે રમે હજી એ બાળ.
નહિ સ્પર્શશે એને ઝાળ;
બાળે બધું ભલેને કાળ.

"મેં પોષેલા પ્રાણ જેમના
પત્થર જેવાં ઘડ્યાં શરીર,

મારામાંથી દઈ પ્રેરણા
સરજ્યા કૈંક અટંકી વીરઃ
મેં સરજેલાં બાળું ઉર
એવો કાંઇ નથી હું ક્રૂર.

"છતાં 'ભૂતને ત્યજવો ઘટે
વર્તમાનમાં મથવું ઘટે
પાછળ તે જોવું શું શૂર
સ્મરણોને ફેંકી દે દૂર'
આજકાલનો માનવ કથે,
ભૂતકાળ ભૂલવવા મથે.

"તરવરાટતું યૌવન ઘડી
વર્તમાનને મોજે ચ્હડી
આમ તેમ છો ગોથાં ખાય
એથી જો ઉત્કર્ષ સધાયઃ
પાયાના પત્થર અવગણી
ચણે ભલે મ્હેલાતો ઘણી.

"ચણનારો તો ચણી રહ્યો છે
ભૂતકાળની ભાવીભીંતઃ
વર્તમાનના સાધનકરથી
માત્ર એક મૂકી તેં ઇંટ;
ટકશે કે પડશે એ વાત
રહી શકી નહિ તારે હાથ.

"ત્યારે તારી હતી શક્તિ એ
એનું શું પ્રત્યક્ષ: પ્રમાણ?
ગૂઢ બળે ચડતાં પડતાં સૌઃ
સ્વાત્મશક્તિનાં વૃથાભિમાન.
માનવની બુદ્ધિનાં તેજ
ઘણીવાર આંજે એનેજ.

"આ તો મારી વૃથા કલ્પના
ખોટા માનું ખ્યાલ બધા
જેની સાથે નથી ઉદ્‌ભવી
સત્ત્વશીલ સાચી શ્રદ્ધા.
કહી ગયો કહેવાની ખાસ
પડે રાત તે પ્હેલાં વાત.

"સાયંકાળે, નમી ગયેલી
ચાંદની એ, અન્ધારામાં
હું તો રોજ રડ્યા જ કરું છું
સ્મરણોનાં ખંડેરોમાં.
મને ગમે એવું એકાન્ત
ભર્યું વિશ્વ જ્યાં લાગે શાન્ત.

"આસપાસમાં ડુંગરગાળા
પથરાયેલા પડ્યા હશે,
અંધકારમાં તારાઓનાં
નીતરતાં અજવાળાં હશે,

આવો મારો ગરવો દેશ
ભૂતકાળનો ભવ્યપ્રદેશ.

"ભમીશ મા હો ફરી માનવી
મને શોધવા આવે હામ.
પડી ગયેલાં વૃદ્ધવૃક્ષની
ડાળોને અડવુંજ શું કામ?
એને સાંભળવાનાં ગાન
ખરી ગયેલાં ગાશે પાન.

"છતાં કદી જો રડવું ગમે,
જૂનું જૂનું સ્મરવું ગમે,
રોતાં રોતાં થયાં વિખૂટાં
એ વ્હાલાંને મળવું ગમે;
આવીશ મા આ મારગ દૂર;
દૂર રહી સાંભળજે સૂર."

એજ સમે એ રોનારાને,
'કોણ તમે?' મેં પ્રશ્ન કર્યો.
'અરે માનવી!' અશ્રુબિન્દુ શો
આકાશેથી શબ્દ ખર્યો;
આમ અચાનક તૂટી વાત.
પડી ગઈ અંધારી રાત.

# સન્ધ્યાએ

પૂર્વે ઉઘાડ્યાં મારાં પોઢેલાં પોપચાં,
જાગી ત્યાં દેવ ઉર ઉંબરે રે.
ચુંબનમાં ચંદન ને કુસુમો આલિંગને
અર્ચ્યા મેં એમને ઉતાવળે રે.

તો યે ગમ્યાં ન એને મારાં મંદિરિયાં,
રુચ્યાં ન રાગ કે રચીલાં રે!
હૈયાની એક એણે સુણી ન વાતડી
દીઠી ન આંખની અધીરતા રે!

ચાલ્યા એ, પંથ રહી જોતી હું એકલી
આવે એ આશ તો અજુગતી રે.
જીવનની જ્યોત ધરી તોયે હું આરતી
કોની ઉતારું કૈંક જુગથી રે?

સન્ધ્યાને આભ મેં તો સ્મરણોને મંદિરે
સ્થાપી માનેલ મન–મૂરતી રે.
કલ્પનની કુંજમાં, ઝંખનાની ડાળીએ,
હજીયે એ સ્વપ્ન–ધજા ઊડતી રે.

પ્રકરે

# અભિલાષ

રજકણુ થઈ તવ ચરણે બાઝું,
ખંખેરો તોયે નવ છૂટું,
તવ ચરણુ સ્પર્શે સ્પર્શે હું
સાર્થક મુજ આ દેહ ગણું.
અંતરની ઊંડેરી આશ,
જીવનનો એ એક ઉજાસ.

તવ વિશાલ વક્ષઃસ્થલ માંહે
દબાઈને હું દુઃખ ભૂલું,
અણબોલ્યા આંખોના ભાવે
યુગયુગની શાન્તિ પામું;
જીવનની એકલ અભિલાષઃ
અન્ધ હૃદયનો એજ ઉજાસ.

પારાશર્ય.

## દીવાસ્વપ્ન

અરે આજે શાનું
નિહાળું સન્ધ્યાનું મુખ તરલ રંગે વિલસતું,
ઉદાસી ઓચિંતું હૃદય તહીં નિષ્કારણ થતું?
હજી ઘેરાએલાં જલદ ઘન ઈમારત વીંટી,
ઝમે આછી ધીમી ફરફર મહાવર્ષણ પછી.
વહે ધીમો ભીનો પવનઃ નીરખું બ્હાર તળમાં
વધેલાં અંધારે ઝળઝળ દુકાને ઊભરતાં
હજારો ધંધાર્થે નગરજન દોડે અથડતાં;
મહાઘોષે ઝાઝાં ખડખડ થતાં વાહન ધસે,
લીસોટા લંબાતા જળકિરણના ડામર પથે.
ચડ્યા શું ચકાવે મનુજ સમુદાયો ઊછળતા.
મહામેળે? શાને મુજ ઉર પડ્યું ત્યક્ત સ્થળમાં?

હજી તો આનંદી,
ઘડી પ્હેલાં આંહી,
ઘણાં ગપ્પાં મારી મુજ સ્વજન મિત્રો ગૃહ વળ્યા.
ઘડી આખ્ખા દીના,
દટાયાં યન્ત્રોમાં મન પરથી બોજા ઊતરતા.
અહો શાને શાને
પડેલી એકાન્તે
જતું ઊંડું ઊંડું મન પરમ નિઃસ્હાય સરતું;

તજેલાં વંટોળે તૃણસમ અપંથે રઝળતું?
વિલોકું વ્યોમે ત્યાં
ખીલે સન્ધ્યા, રંગો વિવિધ લસતા વાદળ ઉરે.
ઈશાને મૂંગેરી મૃદુલ ચમકારી પેણ ઊઠે.
અહો આ શું!
આ તો મુજ વતન, આ ગામ,
ભર્યાં ગોરંભેલાં ગગનતળ, વિસ્તૃત પૃથિવી
ઉરે મૂંગું સૂતું, સરિત ફરતી, પૂર ઊછળે.
વિંખાતાં અભ્રોમાં ધવલ ખગપંક્તિ દૂર સરે.
તૂટેલી રાંગોમાં સરિત તરુમાં સારસ રવે.
બધી ન્હાની શેરી, જળ ખળખળે, આ મુજ ગૃહે
પડે નેવે પાણી, ખડકી ફળીમાં વારિ ઊભરે.
છલે નેવે ટાંગ્યું જળજળિત કૂંડું તુળસીનું.
મૂકી ઓટે બેડાં ઝડપ થકી કો દૂર લરતું.
ખુલી વાછંટેથી લપસણી જરા ઓસરી બને.
થતી સન્ધ્યા. દૂરે નિયમિત ધીમી ઝાલર બજે.
અને એ પેટાવે દીપક ઘૃતનો દેવ ચરણે.
પિતામાતા કેરે ચરણ પછી કાયા લલિત એ
પ્રસારીને છેડો લળતી, શુભ આશિષ સરતી.
અને એ વૃદ્ધોને નયન સુખગંગા ઊછળતી.
પછી મારે ખંડે,
જરા વાસ્યાં દ્વારે અટકી મુજ સામે નીરખતી,
અનેરી આકાંક્ષા અધીર નયનોમાં મલપતી,
વિલોકું ત્યાં લજ્જા નમિત વદને સ્વપ્ન સજતી.

અહીં ટોડે મૂક્યા દીપકતણી જ્યોતિ લહરતી.
અહો એકાંતે એ પ્રણય સુખતન્દ્રા—
ઓહ્ વીજ ઝગતી,
વીંધીને મોભારાં પ્રબલ જલધારા તૂટી પડી.
અરે આ શું? ક્યાં હું?
અહો, તું તું!
બીડેલાં દ્વારો શું! નહિ ગૃહ, નહીં ગામ, ક્યહીં હું!
અહો આતો સામે તિમિર ગ્રહતાં વાદળ મૃદુ
અહો કેવું તેમાં વદન નમણું શાંત અધીરું
મહા મૂંગી ઘેરી પ્રણયરજની જાગ્રણ કરી
વિલોકે, ઘેરાતી સરલ નમણી આંખડી ક્યહીં!
ક્યહીં! શું અન્ધારું! નયન ક્યહીં! રે!
અરે, આ એકાકી તિમિર તળ કલ્પાંતરજની!
અને એ એ આંખો—

## સૌંદર્યપિપાસા

તને નીરખતાં યૌવન આરે;
એકલડી આશાની ડાળે,
ઝુલાવતી લહરીઓ ઉરની–
મંજરીઓ જ્યારે;

શૈશવની સરિતાને તીરે,
તરી તરી નીતરતાં નીરે,
લાવણ્યે લજવાતી મુગ્ધા
ઊભી હતી જ્યારે;

ઊઘડતાં અન્તરને દ્વારે,
વિકસતાં નયનોને ક્યારે,
સુધામયી સૌન્દર્યપિપાસા
સહી રહું ત્યારે.

પ્રભાતે

## અમર આશા

ચિન્તનમાં કંઈ કાળ વિતાવ્યો
સ્મરણોમાં દિન ગાળ્યા.
આજ હવે આશા નહિ અંતર
તેં તુજ બોલ ન પાળ્યા.
ઉરનાં સ્વપ્ન બધાં ઓલાયાં
નીરખી જીવન એકલવાયાં.

ક્ષ

હળવે હળવે બાર ઉઘાડ્યાં,
નીરખ્યાં આંગણુ મારાં;
સ્તબ્ધ સમી ઓસરીએ ફળીએ
વરસે ઘોર ધખારા;
ઘરની એકલતા કથનારાં
ખરતાં પાન બધે પથરાણાં.

આંહીં ઊભાં તુજ પંથ નિહાળું
દૂર સુદૂર જનારા;
અન્તર આતપ તો મૃગજળના
સિંચનથી શમનારા;
મનને આજ હવે સમજાતું:—
‘રડવું સર્વ નિરર્થક જાતું.’

નીંદરતાં નવયૌવન જાગ્યાં,
જાગ્યાં ઝંખન તારાં,
પ્રગટી આજ તૃષા ઉર અંદરઃ–
'જાય ઃ ભલે જનમારા
તુજને વિશ્વ ભમી લઇ આવું'.
નહિ હું જોઇ શકું ઘર આવું.

ગળગળતાં હૃદયે મેં આખર
વાસ્યાં બારણુ બારી,
પંથ જતાં પળ જોઇ રહ્યો હું
સાવ પડ્યાં ઘર ખાલી.
ધગશે ધોમ અહીં ઉનાળા,
તપશે થાંભલીઓના ગાળા.

આશાની સરિતાને છોને
નિષ્ફળતાના કિનારા,
તેમ છતાં તરણીને છોડું
જોવા ભાગ્ય સિતારા.
વહવું નિષ્ફળ આશાધારી
એથી નગ્ન નિરાશા સારી.

ૐ

પાદરના સહુ પંથ વટાવ્યા
ચાલ્યો જાઉં બપોરે.

ધગધગતી ધરણીમાં આશા!
ક્યાં તુજ દર્શન દોરે?
કરથી આશાના સૂર વાતી
ફરતી ગાનં નિરાશા ગાતી.

એક દિને નીકળી તું જ્યારે
ત્યારે કાળા ઉનાળા,
મારગમાંના પત્થર પથરે
ઝલતી એકજ જ્વાલા.
ખખડે ગાડાનાં પૈ તારાં,
સુણતો ક્યાંય સુધી ભણકારા.

આજ અહીં પણ આ બળબળતા
ઝળતા પત્થર કાળા,
જાય કરાડ કરાડ શિખાઓ,
સળગે ડુંગર ગાળા;
ફરતી નિર્જનતા ને વરાળો,
વચમાં એકલ હું પગપાળો.

બાવળની બળતી ડાળખીએ
સુઘરીઓના માળા,
લૂ ઝરતા વગડાના વાયે
ખખડે આવળ ઝાળાં;
સઘળે, દૂર જતાં પગ તારા,
રઝળે ઝાંઝરના ઝણકારા.

ઝ

દૂર જતાં ડુંગર પછવાડે
વૃક્ષ જરા હલતાં'તાં,
ફરી પડ્યા સૂર, જ્યાં નિર્મળ જળ
ખળખળતાં વ્હેતાં'તાં;
ઉરની સુપ્ત સુઆશા જાગી,
બનતો ભક્ત ફરી, વૈરાગી.

આંબાની મંજરીઓ ડોલે,
ડોલે ડાળ છટામાં,
સત્કારે મુજને શરમાતી
કોયલ ક્યાંક ઘટામાં;
વદતું નિત્ય નિસર્ગિક વાણી
વહતું જાય પ્રભંજિત પાણી.

આજ વસન્ત વદે, વદતા પણ
ડોલે મોર મજાના,
કોયલ એજ કહે ટહુકારે,
પવનો ને વન છાનાં–
વદતાં પત્થર ને પણ પાણીઃ–
'કરતો જીવન કાં ધૂળધાણી'.

આ વન તોય નિરુત્તર રાખી
પડતો પંથક મારે,
શીતળ વાત, મનોહર છાયા;
બનતા કાં પગ ભારે!

નીરખી સ્હેજ લઉં સુખિયારાં–
વનને યાદ કરી મુખ તારાં.

પાછળ મેં પળ એક નિહાળ્યું
આમ ધરી ઉર આશા,
વ્યર્થઃ બધે ધગધગતી ધારે
નર્તતી ત્યાંયે નિરાશા.
સુખને શોધી રહ્યું જગ સારું;
મળશે શું ? સમજે ન બિચારું.

ૐ

વરસોના વરસો ભટકાવ્યો
ડુંગર નદીયું નાળાં;
જીવનને ભમતાં શિખડાવ્યું,
તોય શમ્યા ન ઉછાળા.
નીરખે પ્રાણ નિરંતર મારા
સઘળે સ્વપ્ન જ્વલંતન તારાં.

આખર ઓ ! આશા ! રઝળાવ્યો,
દર્શન ક્યાંય ન તારાં;
જોમ હવે જાવા નહિ આગળ
સાંભરતાં ઘર મારાં;

નીરખી લોક કટાયલ તાળાં
વદશે: 'કોઇ નહીં ઘરવાળાં.'

卐

આજ ફરી મુજ બારણ આવ્યો
વીતતાં કૈંક ઉનાળા;
આથમતી ગમગીન દિશા ને
ઓસરતાં અજવાળાં;
ત્યાં, મુજ પાય તણે પછવાડે
દીઠા નાજુક પાય રૂપાળા.

## જાગૃતિસ્વપ્ન

"ઉઘાડ તારી પ્રિય! આંખડી તું,
ઉપાડને પાંપણપાંદડી તું.
જો વિશ્વ આ જાગૃતિપંથ ચાલ્યું
અનેક સૃષ્ટિ સરજાવનારું."

જગાડતો હું પ્રિયને સુખેથી;
સુણી રહ્યો શબ્દ સુતાં મુખેથી.

"આ સ્વપ્નની સુંદર સૃષ્ટિમાંથી
સત્સૃષ્ટિમાં નાથ! જવું ગમે ના.
મને મીઠી આ ઉંઘની મજાથી
એ જાગૃતિ યે જગની રુચે ના."

ન્હાને

## મારી ઝૂંપડી

મારી સ્નેહજીવન ઝૂંપડી ક્યાં રે ગઈ?

હરિયાળાં ખેતરને ખોળે
નીતરે ચંદન ચાંદની;
આશા – ઉલ્લાસ – ભરી
મલકે મંગલ છાપરી; ક્યાં રે ગઈ?
મારી સ્નેહજીવન૦

કામદુધા રૂડી ગાવડી ને
ઘૂમે ઘેલી વાછડી;
સરસર સેર દૂધની છૂટે,
રણકે કંઠની ઘંટડી; ક્યાં રે ગઈ?
મારી સ્નેહજીવન૦

હેમ હીંઢોણી રૂપા ઘડૂલે
વ્હેલાં પાણી સંચરી:
રૂમઝૂમ નૂપુર વાજે,
ફૂલ કસુંબલ ચુંદડી; ક્યાં રે ગઈ?
મારી સ્નેહજીવન૦

ગોરસ ગોરાં ગૌરી વલોવે,
પારણે ઝમકે ઝાંઝરી:

ઘંમરઘમ વલોણું વાજે,
ઘમક વાજે ઘૂઘરી; ક્યાં રે ગઈ?
મારી સ્નેહજીવન૦

સાયં સમે ને પાછલી રાતે
રમ્મત લ્હેરે વલ્લરી,
અંતર પડછંદ લેતી
પ્રેમળ બાજે બંસરી; ક્યાં રે ગઈ?
મારી સ્નેહજીવન૦

શીળી પ્રાણપરિમલ ફોરે
પલકે પાંપણ પાંદડી;
અંતર — સંતોષ — ભરી
રાંકની રતનદાબડી; ક્યાં રે ગઈ?
મારી સ્નેહજીવન૦

મારી સ્નેહજીવન ઝૂંપડી ક્યાં રે ગઈ?

નારાયણ

## નાવિકને

પારાશર્ય

રે'વા દે તું કરુણ રડવું હાથ ફૂટી કપાળે.
ટાણું આવ્યે ફસકી પડશે તું ય તો કેમ થાશે?
તોફાનોની જલધિ પર તો વા–ઝડી ગાજવાની.
એમાં તારે તરવું યદિ તો નાવ છે તારવાની.

તારાઓનાં વિશદ કિરણે વ્યોમ હોયે પ્રકાશ્યું,
નીચે હોયે જલનિધિ તણું સુપ્ત વારિ વિરામ્યું,
તેમાં વચ્ચે ઉદિત શશીનાં રશ્મિમાં સ્નાન લેતું
ધીમું ધીમું તરલિત થતું હોય હોડું તણાતું:
સાયંકાળે શઢ ફરફરે લેશ ફૂલી સુહાગી,
શીળી ભીની પવન લહરી જાય ઝુલ્ફાં હલાવી,
કાંઠે હોયે તરુવર તણાં વારિમાં બિમ્બ સૂતાં,
કલ્યાણોના અનુકુળ જળે હોય ગીતો ગવાતાં:
સાદું એવું જીવન જીવવું કોકને સાંપડે છે.
બાકી તો આ સમદ જળનો ક્ષોભ સૌને નડે છે.

રૂઠચો અબ્ધિ, ઊછળી જબરી ફાળ લેતા તરંગો,
વાયુ ફૂંકે અજડ, પટકે નાવ, તૂટે સુકાન,
નાના મોટા ખડક ફરતા, ગાઢ અંધાર છાયા,
કાળી રાતે પ્રબલ ચમકી વીજ લેતી કડાકા.
માથે વર્ષે પ્રલય ઝડીથી મેઘ અત્યુગ્ર ઘોષે.
ચોપાસેથી ડસતી ધસતી મૃત્યુની ડાઢ ભાસે.

નૌકા નાની, વિભવ જળનો ચંડ ઉદ્દામ કોપ!
તું ક્યાં તુચ્છ! ક્યહીં પ્રકૃતિનો નિષ્પ્રતિકાર રોષ?
રે ક્યાં જીવ્યું! ક્યહીં મરણનો વિશ્વવ્યાપી ઘનાન્ધ?
શું એ બીકે તરુણ તજશે નાવ કેરું સુકાન?

રે'વા દે તું કરુણ રડવું હાથ ફૂટી કપાળે.
ટાણું આવ્યે અટકી પડવું બાપ તુંને ન છાજે.
વચ્ચે હોયે નડતર ખરું સાધ્ય ને સાધકોની.
વીંધી એને અફર ધસવું સાધના એજ સાચી.

આશા છોડી નહિ જ કરવા યત્ન તે કેમ ચાલે?
(યત્ને આશા ઉદય પણ ત્યાં, કેમ તે ના વિચારે?
યત્નોથી તો ગુંચવણ તણો કૈંક ઉકેલ થાશે:
નિર્યત્ને તો સફલ દિસતું કોકડું ગુંચવાશે.)

આમેયે જો થવાનો મરણ શરણ તો યત્ન શાને તજે છે?
યત્ને આશા જરાકે વમળથી બચવા, જિંદગી યત્નમાં છે.
ત્યારે શાને નિરાશે વગર મફતનો યત્ન ને આશ ત્યાજે?

લેવા દેવા વગર મરવું વીરને એ ન છાજે.

'આશા યત્નો જીવન સહુને મૃત્યુથી આશ છે ના.'
શું લાગે છે તરુણ તુજને જિંદગી વ્યર્થ છે આ?

ઊડી છોળો પટકી જળમાં જે ગુહાઓ બને છે,
તેઓ પાછી અધિક બળથી મસ્તીમાં ઊછળે છે.

માને જે તું મરણ, સહુ તે શક્તિના સંગ્રહો છે.
બીજા યત્ને અમર પથમાં ઉન્નતિ સાધશે તે.

મૃત્યુ સાથે બથ લઇ હસે આપણી પ્રકૃતિ તે;
મૃત્યુશૃંગે અભય ગતિથી નર્તવું જિંદગી તે.

શાંતિથી કૈં અધિક સુખ છે દુઃખ સામે થવામાં,
જીવ્યા કેરો અનુભવ ખરો મસ્તીને માણવામાં.
તો ઊંચું જો અભય થઇ તું લે વધાવી તુફાન,
બેઠો થા તું પ્રલય-જળમાં વીંઝ તારાં હલેસાં.
સામે વાએ સ્વર વહવ તું મુક્તકંઠે સહર્ષ;
જીવી લે તું મધુર ગમતું મૃત્યુશૃંગે સ્વચ્છંદ.

## ગંગા

સ્વર્ગેથી ઊતરી, પડી હરશિરે, ત્યાંથી ય પૃથ્વી પરે,
જ્યાં ક્રીડા સમ માનવી ખદબદી મેલાં કરે વ્હેનને.
તો યે પાવન વિશ્વને કરી રહી ક્ષારાબ્ધિને જૈ મળે.
પ્રાણીનાં શુભ કાજ નીચ બનતાં ગંગા ન હાની ગણે.

૮-૧૨-૨૯

# મારા દેવ

મેં તો માન્યા છે દેવ, દેવ દેખ્યા નથી, દેખ્યા નથી.
પ્રાણ સાટેય 'પ્રાણ'ને પેખ્યા નથી, પેખ્યા નથી.

બધો દિવસ હું બ્હાર દેવ શોધ્યા કરું, શોધ્યા કરું.
રાત આખી હું એજ ઉર ઝંખ્યા કરું, ઝંખ્યા કરું.

પૂછું "પોતે પ્રત્યક્ષ દેવ દીઠા હતા, દીઠા હતા?"
કહે "સાધુ ને સન્ત એમ કહેતા હતા, કે'તા હતા."

કોઇ કહેતું કે દેવ આભ બેઠા હશે, બેઠા હશે.
કોઇ બોલે "પાતાળ જઈ પેઠા હશે, પેઠા હશે."

ક્ષીરસાગરમાં દેવ કોઇ શોધી ગયું, શોધી ગયું.
"હિમમાળે છે ઠેઠ" કોઇ બોધી ગયું, બોધી ગયું.

"ભર્યા બ્રહ્માંડે દેવ" લોક જાતા કથી, જાતા કથી.
મારાં કલ્પનમાં દેવ એમ માતા નથી, માતા નથી.

પૂછું દ્રષ્ટાને "દેવ કહો કેવા હતા, કેવા હતા?'
"વદે વેદ ને પુરાણ, દેવ એવા હતા, એવા હતા."

મચ્છ, કચ્છપ, વરાહ દેવ બનતા હશે, બનતા હશે!
ઘડી વામન વિરાટઃ ખેલ કરતા હશે, કરતા હશે!

"લોક કાજે એ રૂપખેલ ખપનાં હતાં, ખપનાં હતાં."
"બધાં અંધારી રાતનાં સ્વપનાં હતાં, સ્વપનાં હતાં."

દેવ શાના? જો ચાપણાણુ ધરવાં પડે, ધરવાં પડે.
યુદ્ધ બોધી સંહાર કેમ કરવા પડે, કરવા પડે?

"દેવ એક ને અનેક રૂપ?" "શાને નહીં, શાને નહીં?"
મારી માનવની આંખ એમ માને નહીં, માને નહીં.

મારી શ્રદ્ધાના તાગ કોક માપી જતું, માપી જતું.
મને સાચી ન ભાળ કોઈ આપી જતું, આપી જતું.

મારાં હૈયાને કોક તો સતાવી જતું, તાવી જતું.
દેવ શોધું તે કોઈ ના બતાવી જતું, બતાવી જતું.

ખરે, ક્યાંયે શું દેવ કોઈ જોતું નથી, જોતું નથી!
મને કાં તો સાચું જ કોઈ કહેતું નથી, કે'તું નથી.

કોઇ કહોને! એ દેવ ક્યાંક ઊભા હશે, ઊભા હશે.
મારાં પૂજનની રાહ એય જોતા હશે, જોતા હશે.

રોજ ચાલું એ વાટ, વાટ ખૂટતી નથી, ખૂટતી નથી.
મારાં હૈયાની આશ તેમ ડૂકતી નથી, ડૂકતી નથી.

પંથ ડૂકું તો આટલી નાખું છું ટેલ, નાખું છું ટેલ.
કોઈ દેખો તો પૂજજો મારા એ દેવ, સૂના એ દેવ.

મેં તો માન્યા છે દેવ, દેવ દીઠા નથી, દીઠા નથી.
પ્રાણ સાટેય 'પ્રાણ'ને પ્રીછ્યા નથી, પ્રીછ્યા નથી.

## સાગરને

જીવનના સહુ તાપ સહી સહી,
જીવનનાં નીર આમ વહી વહી.
શમી જવું પણ આખર આ રણે.
સકળ એ તુજ સાગર! કારણે.

૩-૯-'૨

## એક લાગણી

નથી આંખો રોતી, રુધિર નહિ હૈયે ટપકતું;
હતાશી! એકાકી! હૃદય નહિ એવું અનુભવે;
'દહે છે આત્માને સતત બળતો કો અનલ?'ના.
'મરી જાવા વાંકે જીવન જીવતો?' એ કંઈ નથી.

તૃષા છે, આશા છે, અપરિમિત શક્તિ પણ હશે;
મજા છે, ઉલ્લાસો હૃદય પર આછા તરવરે;
સુખી છું, સંતોષી પ્રણય પણ મારે ગૃહ વસે;
નથી શું? સર્વે છે; મધુર, ગણું તો, જીવન બધું.

બધાં છે, કિન્તુ એ ઝગમગ થતા તારક સમાંઃ
બધાંને ઘેરીને નિગૂઢતમ અંધાર પ્રસર્યો.
કહી દઉં? આવી કૈં અસર હૃદયે સંતત રહે,
હશે ભાવીછાયા? ઉરકથન? કે માત્ર કવિતા?

# એક દે

માગું એક દે.
સાવા, એક દે.

ભવરણ ભારી, ભલે પવનો અનાડી,
સાજન સંગે જાવા એક દે. સાવા૦

અવની અજાણી મારી, વણદીઠ વારિ,
ભટકું ભરોસેઃ આશા એક દે. સાવા૦

નયનો નકારે રવિ, વિધુ વેગ ભાંગે,
પથના પ્રકાશે તારા એક દે. સાવા૦

ભવને વિસામે માગું મ્હેલ ન મંદિરો,
મઢૂલી મને જો છાવા એક દે. સાવા૦



રસજળ ખૂટ્યાં, મારાં મનોવન સૂકયાં,
જીવનધરાએ ધારા એક દે. સાવા૦

જીવન ઝંખે, મારાં નયણાં વિલંબે,
સુરતા–સમાધિ–શાતા એક દે. સાવા૦

હૃદયસિતારી મારી, મનોભવ ગીત તારું
સહજ સુરાગે ગાવા એક દે.    માવા૦

માવા, એક દે.
માગું એક દે.